

# વ્યવહારિક થીઓસોફી

સી. જીનરાજદાસ એમ. એ.

Practical Theosophy નો અનુવાદ

અનુવાદક

હિરાલાલ છો. બક્ષી બી. એ.

Printers Ahmedabad

One day thou wilt be blest;
So still obey the guiding Hand that finds
Thee safely through these wonders for
sweet ends.

*Keats.*

# વ્યવહારિક

# થીઓસોફી

સી. જીનરાજદાસ એમ. એ. કૃત

Practical Theosophy નો અનુવાદ



અનુવાદકઃ-

હિરાલાલ છો. બક્ષી, બી. એ.



પ્રકાશકઃ-

ચીમનલાલ ડી. ગાંધી

નાંદોદ



કીમત. ૦-૧૦-૦

# પ્રસ્તાવના

થીઓસોફી—આત્મજ્ઞાન—ના જગતજુના સિદ્ધાંતો જીવનમાં લગાડાય તો જીવન કેવું આનંદમય લાગે, જીવનવૃક્ષમાં આત્મવિદ્યાનાં સિંચન થાય તો કેવાં મનોહર પુષ્પો વિકસે તથા જીવનની પ્રત્યેક શાખાને પરાવિદ્યાનો સઞ્ચાર હોય તો શો રમ્ય રણકાર ગાજી ઉઠે એના સાક્ષીભૂત આ ભાષાંતર ગુજરાતી વાંચકસમાજ આગળ રજુ કરતાં આનંદ નીપજે તો તે કઇ રીતે અસ્વાભાવિક છે ? થીઓસોફીના રસાળ સાહિત્યથી જગતનો શિક્ષિતવર્ગ અજ્ઞાત નથી, પણ હતભાગ્યે ગુજરાતીમાં થીઓસોફીનું સાહિત્ય હજુ સંકૂચિત છે અને તેમાં વળી આ પુસ્તકના મૂળ લેખક સી. જીનરાજદાસની કૃતિઓને તો અલ્પસ્થાન જ મળ્યું છે. સત્ય છે કે સી. જીનરાજદાસની વિચાર શ્રેણી વધારે સાયન્ટીફીક (વિજ્ઞાનીક), તથા તેમની ભાષાનું માધુર્ય અને ડોલન વધારે અદ્દભુત તથા તેમની પ્રેરણાઓ અતિ દિવ્ય છે પણ તેથી એ લેખકને ત્યજી દેવો ગુજરાતી સમાજને પરવડી શકતું નથી.

જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પ્રભુત્વનાં અમી વર્ષાવનાર, સુધારણાના પ્રત્યેક પ્રશ્નમાં છુપા દેવત્વને જાગ્રત કરાવનાર સી. જીનરાજદાસની પ્રથમ પીછાણ થઇ ત્યારથી હું એમના તરફ આકર્ષાયો છું. એમની કૃતિઓ સમજવામાં મને જે આનંદ ઉદ્દભવ્યો છે તે આનંદ અન્યજનોને પણ કેટલેક અંશે વ્હેંચરાવવાના ઉદ્દેશથીજ આ ભાષાંતર તૈયાર કર્યું છે. ભાષાંતરમાં કેટલેક સ્થળે મૂળ લેખકના શબ્દને હું ચુસ્ત-

પણ વળગી રહ્યો નથી તેથી તેમને જાણ્યે અજાણ્યે અન્યાય થઈ જતો હોય તો ક્ષમાની યાચના છે. આ મારો પ્રથમ પ્રયાસ છે તેમાં હું કેટલે અંશે ફળીભૂત થયો છું તેનો પરીક્ષક હું પોતે નજ હોઈ શકું; વાંચકવર્ગ વધારે ન્યાયયુક્ત અભિપ્રાય દર્શાવી શકે.

"પ્રેકટીકલ થીઓસોફી" નું ભાષાંતર કરવાની પરવાનગી મી૦ સી. કે. શાહને મળી હતી. તે પરવાનગીનો મને ઉપયોગ કરવા દીધા બદલ હું તેમનો અત્યંત આભારી છું.

વિશેષમાં, મારા મિત્ર ચીમનલાલ ગાંધીએ આ ભાષાંતર પ્રસિદ્ધ કરાવવાનું ઉદારતાપૂર્વક માથે લીધા બદલ હું તેમનો પણ આભાર આ સ્થળે પ્રદર્શિત કર્યા વિના રહી શકતો નથી.

આ ભાષાંતર રા. મણિભાઈ નથુભાઈ દોશીએ તપાસી આપ્યા બદલ હું તેમનો પણ અત્યંત આભારી થયો છું.

અંતમાં, આ ભાષાંતર પ્રકટ કરવામાં વધુ વિલંબ થઈ ગયો છે તે બદલ હું અત્યંત દિલગીર છું.

નાંદોદ
૧ લી, અકટોબર ૧૯૨૨ — હિરાલાલ છોટાલાલ બક્ષી



# અનુક્રમણિકા.





મૂળ લેખક

# સી. જીનરાજદાસને

સપ્રેમ અર્પણ !

હિ. છો. બક્ષી.

## પ્રકરણ ૧ લું

### ઉપોદ્‌ઘાત



આપણા દરેક ધંધામાં તથા દિવસના દરેક કલાકે થીઓસોફી આપણી સેવા બજાવી રહી છે. એમાંજ જીવનની ફીલસુફી તરીકે થીઓસોફીની કીંમત સમાયલી છે. જીવનના ગૂઢ સિદ્ધાંતોને લગતા વિશ્વવિસ્તાર સત્યોનો તેમાં સમાવેશ થાય છે, તેમજ આપણા જીવનની ન્હાની ન્હાની વસ્તુઓ વિષે ઝળકતા સિદ્ધાંતો તે રજુ કરે છે. એકવાર મનદ્વારા પણ થીઓસોફીના સિદ્ધાંતો જો સમજાય તો પછી તે કદી પણ ભૂલાતા નથી. જે પ્રમાણે પ્રકટીકરણના સિદ્ધાંતો કુદરતના તારમાં ગુંથાયલા છે, તે જ પ્રમાણે તેઓ જીંદગીના તારમાં છુટા ન પાડી શકાય એવી રીતે ગુંથાયલા હોય છે. કોઈ મનુષ્ય તે પ્રમાણેનું આચરણ કરતાં અનાદર કરે છતાંયે તે તેમનાથી છુટો પડી શકતો નથી. ગૃહજીવનમાં, વ્યવહારમાં અને તેમના વિહારમાં તેને પગલે પગલે જાય છે તથા તેઓ જે સઘળું જુએ છે તથા સાંભળે છે તેની પર સતત સર્જનશીલ ટીકા કર્યે જાય છે.

થીઓસોફીના મૂળ સિદ્ધાંતો ત્રણ છે. મનુષ્ય જયારે તેમને જીવનમાં લગાડે છે ત્યારે તેઓ જીંદગી પ્રત્યે તેનું વલણ ફેરવી શકે છે. એ સિદ્ધાંતો નીચે મુજબ છે:—

૧. મનુષ્ય એક એવો અમર આત્મા છે કે જે કાળાંતરે આદર્શ પૂર્ણતા પ્રાપ્ત કરે છે.

૨. ઇશ્વરી યોજના જે વિકાસક્રમ છે, તેની સાથે સહાનુભૂતિ કરવાનું શીખ્યાથી જીવાત્મા વૃદ્ધિંગત થાય છે.

૩. પ્રથમ પોતાના જાતિ બંધુને મદદ કર્યાનું શીખ્યાથી મનુષ્ય ઇશ્વરી યોજનાને સહાનુભૂત થતાં શીખે છે.

પહેલું સત્ય આપણને શીખવે છે કે મનુષ્ય આત્મા છે, શરીર નથી; શરીરતો આત્માના ઉપયોગિતાર્થનું એક હથિયાર છે અને જ્યારે, તે તેના કાર્યને માટે બિનજરૂરી નિવડે છે. ત્યારે મૃત્યુ વખતે જેમ થાય છે તેમ તેનો ત્યાગ કરવામાં આવે છે, વળી આ સિદ્ધાંત આપણને પુનર્જન્મ અથવા પૃથ્વીપર અનેક જન્મોની ક્રિયા વિષે પણ કહે છે. આ ક્રિયાથી જીવાત્મા પ્રત્યેક જીવનમાં અનુભવ મેળવી વૃદ્ધિગત થાય છે અને એ રીતે તે ધીમે ધીમે જ્ઞાન, બળ અને સૌન્દર્યમય બનતો જાય છે.

બીજું સત્ય સૂચવે છે કે જીંદગીનો હેતુ વિચારોમાં નહિ પણ કાર્યમાં જ રહેલો છે મનુષ્યજીવનનું હરેક કાર્ય બુદ્ધિથી એવી રીતે કરવું જોઇએ કે તે વિકાસક્રમની ઇશ્વરીયોજનાને બરાબર બંધબેસતું આવે જેમ જેમ મનુષ્ય ઇશ્વરી નિયમને વધારે અને વધારે સહાનુભૂત થતો જાય છે તેમ તેમ તે વધારે સુખી, વધારે ડાહ્યો અને વધારે ભવ્ય બનતો જાય છે.

ત્રીજો સિદ્ધાંત એમ સૂચવે છે કે મનુષ્ય પોતાના તમામ જાતિબંધુઓ સાથે અદ્રશ્ય ગાંઠોથી બંધાયલો છે અને તેમની ચઢતી પડતી તેની સાથે સંબંધ ધરાવે છે અને તે જ પ્રમાણે તેનું પણ તેવુંજ સમજવું. જે સમૂહનો પોતે એક વિભાગ છે તેને મદદ કર્યાથી પોતે પોતાને મદદ કરી શકે છે. તેથી પોતાના વિકાસ માટે પોતાના જાતિ બંધુઓ પ્રત્યે પ્રેમ અને બંધુત્વ ખાસ અગત્યનાં છે.

આ મૂળ સિદ્ધાંતો જીવનના દરેક ધંધાને લાગુ પાડી શકાય છે અને જે આ સૂત્રો લગાડે છે તેનેજ ખરો થીઓસોફીસ્ટ સમજવો. મનુષ્યકાર્યની ભિન્ન ભિન્ન શાખાઓમાં આ સૂત્રો કેમ લગાડી શકાય તે હવે આપણે તપાસીએ.



## પ્રકરણ ૨ જું

## ગૃહજીવનમાં થીઓસોફી



થીઓસોફીનાં આવાં સત્યોની દ્રષ્ટિએ કુટુંબ એટલે શું ? પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે અન્યોઅન્યને મદદ કરવાનું જીવાત્માઓનું મેળાપસ્થાન એજ કુટુંબ છે.

કોઇ પણ વ્યકિત કુટુંબમાં અકસ્માતથી આવતી નથી. વડીલ તેમજ ન્હાનાઓ, શેઠ અને નોકરો, મહેમાનો તથા પાળેલાં જનાવરો પણ પ્રત્યેકને મદદ કરવા તથા પ્રત્યેક પાસેથી મદદ લેવા કુટુંબમાં આવે છે. ઈશ્વરી યોજનામાં અકસ્માત જેવી વસ્તુ વસતી જ નથી; દરેક મનુષ્ય કુટુંબમાં આવે છે અને જાય છે, ટુંકા વા લાંબા કાળ માટે પોતે કુટુંબના સભ્ય થાય છે, તેનું કારણ એટલું જ કે તે કુટુંબના અન્ય સભ્યોનાં સુખને વધારવામાં મદદનીશ નીવડી શકે એમ હોય છે. કુટુંબમાં તેનો એક ચોક્કસ દરજ્જો હોય છે, અને પોતાની પુરતી શક્તિના પ્રમાણમાં તે દરજ્જો પાર પાડવાથી આત્મા તરીકે તેની વૃદ્ધિ સંભવે છે. ગૃહ એક વિકાસ પામવાનું સ્થાન છે, અને જ્યાં કુટુંબના દરેક સભ્યને પૂર્ણતા પ્રાપ્ત કરવામાં સહાયભૂત નીવડે એવા સંજોગો મળી આવે તેને જ આદર્શગૃહ કહી શકાય.

ગૃહજીવનનાં સ્વરૂપ અનેક હોય છે અને તે દરેકને થીઓસોફીના સિદ્ધાંતો અસર કરે છે. મા બાપ અને બાળક, પતિ અને પત્ની, શેઠ અને નોકર, આપણે અને આપણા મુહેમાન વચ્ચેના સંબંધ વિષે થીઓસોફીને શું કહેવાનું છે ?

પ્રથમ મા બાપ અને બાળકનો સંબંધ લઇએ, બાળકને બે પ્રકારનો સ્વભાવ હોય છે. એક આત્મા તરીકેનો અને બીજો શરીરનો. મા બાપ તો માત્ર શરીર જ પુરૂં પાડે છે; બાળકનો જીવાત્મા પોતાનું સ્વતંત્ર જીવન ગાળે છે અને પોતાને પુરા પાડવામાં આવેલા શરીરદ્વારા વૃદ્ધિગત થવાની આશાથી જ તે શરીરને પોતાને સ્વાધીન લે છે. મા બાપો બાળકના શરીરના જ વડીલ હોય છે; પણ જીવાત્મા રૂપે તેમનું બાળક તેમનું સમોવડીયું અથવા કોઈ વેળા તો તેમનાથી વિશેષ ડાહ્યું, વિશેષ શક્તિવાળું અને વિશેષ ઉન્નત હોય છે. તેથી જ બાળક મા બાપની માલકીનું નથી; બચપણ અને યુવાવસ્થામાં જીવાત્મા જ્યાં સુધી શરીરને બરાબર દોરી શકે નહિ ત્યાં સુધી તેઓ તો તે શરીરના માત્ર રક્ષક જ છે. "મારૂં "બાળક" કહેવાથી તેનું આત્મા તમારી માલ મિલ્કત થઈ આવતું નથી; પણ એક બંધુ જીવાત્માને વિકાસમાં મદદ કરવાનો માત્ર હક જ મળે છે. બાળકના જાતિય ગુણોને મદદ કરવાનું શીખવાથી મા બાપો વિકાસ પામે છે, એથી તેઓ એક જાતિયનું બાળક રૂપે તેમને સોંપવામાં આવ્યો છે.

બાળક જ્યારે કીશોર અવસ્થામાં હોય ત્યારે બાળ-કનો જીવાત્મા પોતાનું કાર્ય કરવા સમર્થ નીવડે તેટલા માટે તેના શરીરપર સંયમ મેળવવામાં તેને મદદ કરવી એ માબાપોની ફરજ છે. તે જીવાત્મા ગતકાળના ઘણા અનુભવો લઇ આવેલ છે; દૂરના ભાવિમાં મહાન કાર્યની તે તૈયારી કરી રહ્યો છે. તે અમુકજ કુટુંબમાં જન્મે છે તેનું કારણ એ છે કે ત્યાંના સંજોગો તેને લાયક તથા પોતાના વિકાસને માટે જરૂરના અનુભવો મળી શકે એવા હોય છે. આવા અનુભવોમાં બાળકને સહાય કરવી એજ માબાપોની ફરજ છે. પ્રથમતો, સર્વ પ્રકારે આરોગ્યતાવાળું જીવન બાળકની આસપાસ ઘડયાથી આ સિદ્ધાંત બર લાવી શકાય છે; સ્થૂળને લગતી બાળકની સ્થિતિ જેમ બને તેમ સારી થાય એટલા માટે આરોગ્ય વિદ્યાના નિયમો સમજવા એ માબાપોની ફરજ છે. વળી બાળકને મદદ કરે એવું માન-સિક અને નૈતિક વાતાવરણ માબાપોએ પૂરૂ પાડવું જોઇએ. બાળકનો જીવાત્મા પૂર્ણ નથી; તે એક એવા જીવનોમાંથી આવે છે કે જ્યાં પોતે સારો તેમજ નરસો હતો; અને જ્યારે તે નવો જન્મ લે છે ત્યારે તેનામાં આ બન્ને વલણો રહેલાં હોય છે. પણ તેની કીશોર અવસ્થામાં સારા અને સહાયભૂત ( નહિ કે ખરાબ અને દુષ્ટ ) અનુભવો તેની યાદશકિતમાં તાજા કર્યાથી માબાપો બાળકની વૃદ્ધિમાં મદદ કરી શકે છે. એ તો સત્ય છે કે જીવાત્માએ પોતાની બદી પોતાનાં કૃત્યોથીજ નષ્ટ કરવાની છે; પણ ખાસ કરોને

જ્યારે તે બાળક રૂપે પોતાનું નવું જીવન શરૂ કરે ત્યારે બીજાઓ પણ બાળકની ખરાબ બાજુ કરતાં તેની સારી બાજુ ઉપર ભાર મૂકી તેનું તે કાર્ય સરળ કરવા સમર્થ હોય છે.

તેથી માબાપોએ વિચાર અને લાગણીઓની અદૃશ્ય શક્તિ સમજવી જોઇએ. ક્રોધનો વિચાર દર્શાવ્યો હોય કે ન દર્શાવ્યો હોય છતાંયે ગત જીવનમાંથી આણેલ ક્રોધના બીજને કેવી રીતે પુષ્ટિ કરે છે તથા તેજ પ્રમાણે પ્રેમ અને સ્નેહના વિચારો ઉત્તમતાને પોષી કલુષિતતાને કેવી રીતે કરમાવે છે તે જાણવું તેમને આવશ્યક છે. માબાપો તો પોતાની જ હલકી ભાવનાઓ અને હલકા વિચારો કરતાં સારી ભાવનાઓ અને સારા વિચારોને સતેજ કરશે તો જેમાં સદ્ગુણ તેમજ દુર્ગુણ ઉભય રહેલાં છે એવો જીવાત્મા ખરાબને બદલે સારા બાળક તરીકે પોતાનું નવું જીવન શરૂ કરી શકશે.

સદ્ગુણ અને સૌંદર્યને નીપજાવે એવા વાતાવરણમાં બાળકને રાખવું એ માબાપોની ફરજ છે પણ એવા સંજોગોમાંય બાળક જો સારૂં ન નીવડે તો તે નિષ્ફળતાનો દોષ માબાપને શિરે જ લાદી શકાય નહિ. પોતામાં રહેલ બદીનાં બીજ સંયમમાં ન રાખી શકાય એવડાં પ્રબળ તે બાળકના જીવાત્માને કદાચ જણાય; માબાપ તો તેને માત્ર

દોરી શકે, છતાંય જો તે પ્રમાણે વર્તવા તે અનાદર કરે તો તેણે પોતાના પસંદ કરેલા માર્ગે વિચરવું. પોતાની ભૂલોદ્વારા અને તેને અંગે પોતાને તથા અન્યને નીપજતાં વેદના દ્વારા તે જીવાત્મા પાઠ શીખશે. માબાપ જો પોતાની જ ફરજ અદા કરે તો ઇશ્વરી યોજના તેમની પાસેથી જેની આશા રાખે છે તે તેમણે પૂર્ણ કરી કહેવાશે; બાલકના સ્વભાવને બદલી શકવા તેઓ શક્તિમાન નથી કરણ કે જીવાત્માએ પોતે જ પોતાની મુક્તિ સાધવાની છે. જ્યારે આપણે જાણીએ છીએ કે પોતાની ભૂલને સુધારવા જીવાત્માને એક કરતાં અનેક જીંદગીઓ બક્ષવામાં આવે છે, ત્યારે ભૂલ આપણને આજ જે ગંભીર આફત જણાય છે તે જણાતી બંધ થશે. જીવાત્મા અંતે શક્તિ અને સદ્‌ગુણમાં વિકસે નહિ ત્યાં સુધી ઇશ્વરી યોજના તેને જોઇએ તેટલી તકો પુરી પાડે છે. તેથી જો માબાપ પોતાની ફરજ બજાવે છતાં પણ બાલક સદ્‌ગુણના આદર્શનો પ્રત્યુત્તર ન વાળી શકતું હોય તો કોઇ પણ માબાપે પોતાની જાતને દોષ દેવાનું કારણ નથી. જે તકોનો બાળક અત્યારે અનાદર કરે છે તે સઘળી, દુઃખદ્વારા તેમને સત્કારવાનો પાઠ શીખ્યા પછી તેને આવી મળશે. આવા સંજોગોમાં માબાપે તો એટલું જ કરવું ઇષ્ટ છે કે જીવાત્માની નિષ્ફળતાનો વિચાર કરી તેની દુર્બળતા વધારવા કરતાં તેના સદ્‌ગુણોનો ખ્યાલ કરી તેમને સુદૃઢ કરવા. બાળ કેળવણીમાં બાળક અસત્ય વર્તન કરતાં સત્ય વર્તન

શી રીતે આદરી શકે એ શીખવવું એ એક અગત્યનો પ્રશ્ન છે. દુર્ભાગ્યે સંસ્કૃતિ અત્યાર પર્યંત એવું માનતી આવી છે કે આવા વર્તનના એક અંગ રૂપે કોઇ પણ જાતની શારીરિક શિક્ષાની આવશ્યકતા છે. બાળકને કેળવવું એ માબાપોની ફરજ છે પણ તેની પર કોઇ પણ રીતે દબાણ કરવાની તેમની ફરજ નથી. શિક્ષા બાળકને સુખકર છે એવી દલીલ પૂર્ણ વિગતોના પ્રકાશ આગળ ઝાંઝો કાળ ટકી શકતી નથી. સત્ય છે કે કીશોરવયમાં તે બાળશરીર મોટે ભાગે તો આત્મસ્વભાવથી ઢંકાયેલ પાશવ બુદ્ધિવાળું હોય છે તથા બાળકની ઘણીખરી પ્રવૃત્તિઓને આત્મા સાથે નહિ જેવો જ યા અપરોક્ષ સંબંધ હોય છે; ખાનાર પીનાર, જક્કી કે ચીડીઓ થનાર રમકડાંથી ખુશ થનાર કે ગલીપચી કર્યાથી હસનાર છે તે આત્મા નથી. બાળકની આ પશુ દિશાને ખરેખર વારંવાર દબાવવાની જરૂર છે, પણ શારીરિક શિક્ષણ કોઇ પણ જાતના બાળ દબાણથી ધારેલું પરિણામ લાવી શકે, છતાં પણ તે બાળકનાં શરીરોને કેટલીક રીતે હલકાં પાડી જીવાત્માની આધ્યાત્મિક અસરોમાં વિક્ષેપ નાખે છે.

પોતામાં શુભ ભાવનાઓ અને શુભ વિચારોથી આદર્શ [illegible] બાળકનો [illegible] સ્વભાવ બચપણમાં [illegible] [illegible] હોય છે; જો યોગ્ય [illegible] લેવાય તો બાળક એક [illegible] [illegible] એક સુંદર અને મધુર લાગણીઓના સ્વભાવનું

તથા એક નિર્મળ અને અંતરજ્ઞાનવાળી મગજશક્તિવાળું નીપજે છે. કોઈ પણ પ્રકારનું કઠોર વર્તન અમુક મુદ્દત સુધી સ્થૂળ શરીરના મુસીબતોને ગમે તેટલી અટકાવી શકે છતાં પણ તે તેનાં ઉંચાં શરીરોને હલકાં પાડે છે; અને આવા આઘાતો વારંવાર થવાથી મનુષ્યોના સામાન્ય લક્ષણરૂપે સર્વ સ્ત્રી પુરૂષોમાં હાજર હોવો જોઈયે. ઉચ્ચતર લાગણી સ્વભાવ અંતે હલકો કે બુઠો થાય છે. શિક્ષાથી સુધર્યો જાણી જે મનુષ્ય ખુશ થાય છે તે સમજતો નથી કે જેમના હાથમાં પોતાનાં કુમળાં શરીરો મૂકાયાં હતાં તેમણે જો વધારે સારી પદ્ધતિ ગ્રહણ કરી હત તો તે કેટલો વધારે સારો નીવડત !

એકજ ટુંકા જીવનપટમાં જીવનના તમામ અનુભવો સમાવવાના નથી. વૃદ્ધ માટે જીવાત્મા આગળ અનંતકાળ પડેલો છે, જ્યાં સુધી તે બીજાઓના વિકાસમાં વિઘ્ન નાખતો ન હોય ત્યાં સુધી તેને પણ જીવનમાં પોતાના પ્રયોગો કરવાનો હક્ક છે, પોતાના કરેલા સારા યા નરસાનો જવાબદાર પ્રત્યેક મનુષ્ય પોતેજ છે, અને બીજાઓ તો તેના બંધુઓ કે જાતિ બંધુઓ તરીકે જ તેને માટે જવાબદાર છે એમ જ્યારે માબાપો તથા શિક્ષણ શાસ્ત્રીઓ સમજતા થશે ત્યારેજ બાળકના સુખ અને શિક્ષણના આ પ્રશ્નપર આપણી દૃષ્ટિ વિશેષ ડહાપણ ભરેલી ગણાશે અને ત્યારેજ જીવાત્મા તરીકે તેના ઉચ્ચ

તર સ્વભાવને છાજતી પદ્ધતિએ બાળકના પશુસ્વભાવને દબાવે એવી બાળશિક્ષણની રીતિઓ ગોઠવવી સુગમ પડશે.

કુટુંબમાં દંપતીના સંબંધપર જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે થીઓસોફી આપણને કહે છે કે જીવનના તમામ હક્ક અને તેની તમામ જવાબદારીઓમાં તેઓ સમોવડીયાં છે. ફરજ અને હક્કોનો સમુહ જેને આઘાત અને પ્રત્યાઘાત યા કર્મનો નિયમ કહેવામાં આવે છે તેના વડેજ તેઓ આવા કૌટુંબિક સંબંધથી સંયુક્ત થયાં છે. તેમના યુગ જેવડા લાંબા જીવનમાં તેઓ આ પ્રથમવાર જ મળતા નથી, તેઓ અગાઉ ઘણીવાર મળેલાં હોય છે અને અરસ્પરસ કર્મો ઉદ્‌ભવ્યાં હોય છે. તેઓ બીજા પણ કેટલાક જીવો સાથે કર્મોથી જોડાયલા છે અને તે જીવો તેમને બાળક યા તાબેદાર માણસોના રૂપમાં આવી મળે છે. અરસ્પરસ અને ઘરના અન્ય સભ્યો વચ્ચેનાં આવાં કર્મોથી જ બે જીવાત્માઓનાં પતિ પત્ની તરીકે સંલગ્ન થાય છે.

ઘણી વેળા તો આ કર્મને અંગે પ્રેમ અને દયા વિકસે છે અને ત્યારે આપણે તેને એક આદર્શ લગ્ન કહીએ છીએ. પણ એવુંયે બને કે બે જીવાત્માઓ જોડાવા પછી તેઓ વચ્ચેના કર્મોને લઇ દુઃખની સ્થિતિ પણ નીપજી આવે. પણ તેઓ એક બીજાના દૈવી સ્વભાવને પીછાણે અને બન્ને સ્થિતિમાં મહાન ઇશ્વરી કાર્યના વિભાગરૂપ એમનું સામાન્ય કાર્ય તેઓ સમજે એવાં

ઇશ્વરી યોજના છે. કારણકે જીવાત્માઓ એકબીજાને પ્રેમદ્વારા ઓળખી શકે છતા જો તેઓ પ્રેમદ્વારા ઓળખે નહિ તો દ્વેષદ્વારા ઓળખવા જીવન તેમને ફરજ પાડે છે; કારણકે દ્વેષ જે સરૂઆતમા અણગમો કરતો હોય તેમ અતે આકર્ષે છે. સ્ત્રી પુરૂષો લગ્નથીથી જોડાયા સિવાય પણ જીવનની આ ગૂઢ બાબતો શીખી શકે છે, છતાંયે એ શોધની એક રીતિ રૂપે આ લગ્ન સંબધને યોજવામા આવ્યો છે, અન્યના આત્માની અને વળી પોતાનાય આત્માની શોધને માટે આ સબધ જેવી મહાન તકો અન્ય કોઇ સંબધ પુરી પાડતો નથી કેમ આપેલી આ તકોનો ઉપયોગ કર્યાથી સ્ત્રી યા પુરૂષની આધ્યાત્મિકતા વધે છે અને પ્રભુતાની તથા સમસ્ત મનુષ્યજાતિના મહાન આત્માની શોધની સમીપ આવતો જાય છે.

કુટુંબ જીવનના પાયારૂપ જ્યારે આ ઉચ્ચ આધ્યાત્મિક ઉદ્દેશ સમજાય છે ત્યારે કુટુંબની જવાબદારીઓ તથા તેના હક્કો પર નવો પ્રકાશ પડે છે. [illegible] નજીવી ફરજોમાંથી અનંતકાળની જ્યોત જાગે છે. બાળકોનાં અવતરણ, અને તેમના અવસાન, તેમની ઉછેરણી અને શિક્ષણ આ બધાની સ્થિતિ અને સંભાળ તેઓમાંથી નીપજતો આનંદ અને શોક—આ સઘળું મહાન બોધ કરાવનારા અનુભવો છે. કુટુંબ સુખી બનાવવા માટે એકઠા મળી અનાજ ખાવામાં પોતાને ભાગે પડી જનારું સગવડ સુખાકારીનું મેળાસ્થાન નથી; વિશેષ ભાગે તો એ ત્યાગને

કની સુનવણી થતી હોય એવી એક રંગભૂમિ છે કે જેથી વ્યક્તિમાત્ર મનુષ્ય અને પ્રભુના આનંદ ખાતર પોતાનો ભાગ સૌંદર્ય અને ભવ્યતાથી ભજવી શકતાં શીખે.

ઘરમાં શેઠ અને નોકરનો સંબંધ પણ આથી વિપરીત નથી. આવા સબંધમાં સામાન્ય રીતે નોકર શેઠ કરતાં આછો ઉન્નત થયેલ હોય છે. વડીલ આત્માની સહાયવડે તેનો વિકાસ વધે તેટલા માટે જ નું કુટુંબમા આવવું થાય છે. આપણે નોકર રાખીએ પણ આપણી સાથે તેનો સબંધ થવો એ અકસ્માતની વસ્તુ નથી; આપણે તેને તેનો દરમાગો આપીએ પણ તેને તેનો પગાર આપ્યાથીજ આપણાં કર્મનું દેવું પૂરૂં થતું નથી. નોકર શેઠનો એક બંધુ જીવાત્મા છે; સામાન્ય રીતે એ લઘુ બંધુ હોય છે પણ તેઓ બન્ને બંધુઓ છે એ સત્ય આપણા નોકર સાથેના પૈસાના સંબંધને લીધે, રહેજ પણ ઢીલું પાડવા દેવું જોઇતું નથી.

શેઠના સંબંધમં આવ્યા સિવાય સામાન્ય રીતે જીવનનું જે આદર્શ નોકરો સમજી તેનાથી ઉચ્ચતર આદર્શ સમજવા તેઓને ત્યાં મોકલવામાં આવ્યા હોય છે. સ્વચ્છતા, પદ્ધતિ, ખંત, ઉદારતા, વિવેક, સદ્વર્તન અને સુસંસ્કારના જીવંત દ્રષ્ટાંતો શેઠે પોતાના લઘુબંધુ નોકર આગળ રજુ કરવાનાં છે, પણ દ્રષ્ટાંત રજુ કર્યા પછી આપણે આપણા ધોરણસર તેની પ્રાપ્તિની આશા રાખવાની નથી કારણ કે તે આપણો લઘુ બંધુ છે. આનં·

દર્પૂર્વક આપવામાં આવતી સહાનૂભૂતિના બળદ્વારા જ્યારે આપણે આપણા નોકરોની સર્વોત્કૃષ્ટતાને જાગૃત કરતા હોઇએ ત્યારે આપણે ધીરજવાળા અને સમજુ થવું એ શેઠ તરીકે આપણી ફરજ છે. નોકર તરીકે પણ અનેક સદ્દગુણો શીખાય છે જે મહાન તકો વાળા ભવિષ્યના જીવનમાં મહાન કાર્યો નીપજાવે છે, અને આપણામાંના જેઓ એવા સદ્દગુણો શીખ્યા વિના આજ શેઠ થયા છે તેઓને એ સદ્દગુણો શીખવા માટે નોકરો તરીકે જીવન અવશ્ય ગાળવું જ પડશે. " જેણે એક ગુલામ તરીકે મજુરી કરી છે તે મૃદુયોગ્યતા અને લાયકાત મેળવ્યા બદલ એક રાજકુમાર તરીકે પણ કદાચ જન્મે; જેણે રાજ્ય કર્યું હોય તે ઉંધું માર્યા બદલ કદાચ ચીંથરેહાલ સ્થિતિમાં પૃથ્વીપર ફરે. "

પાળેલાં જનાવરો જે કુટુંબનો વિભાગ છે તેઓ સામાન્ય રીતે લોકો ધારે છે તેવા કુટુંબના નજીવા સભ્યો નથી. જે ઇશ્વિરી જીવન મનુષ્યમાં રહેલું છે તેજ ઇશ્વરી જીવન પ્રાણીમાં પણ રહેલું છે; પણ તે હજુ માત્ર પ્રાથમિક પગથીએ છે અને તેથી ઓછું ઉન્નત હોય છે. પણ મનુષ્યના સંબંધથી તે વૃદ્ધિગત થાય છે. પોતાના પાળેલાં પ્રાણીઓ પ્રત્યે મનુષ્યની ફરજ છે કે તેમનો જંગલી સ્વભાવ નરમ પાડી તેઓમાં ભક્તિ, પ્રેમ અને વિચારના માનુષી ગુણો રાખવા; તેથી પ્રાણી આપણી સેવામાં પોતાનું બળ અર્પે છે ત્યારે તે મનુષ્યકોટી તરફ વળે એવી રીતે તેનો ઉપયોગ આપણે ઉદ્દેશ પૂર્વક કરવો જોઇએ.

આપણા શિક્ષણથી આપણે કુતરાની બુદ્ધિને જાગૃત કરી શકીએ. પણ તે બુદ્ધિની જાગૃતિ કેટલીકવાર તેમને શીકારી બનાવવાને વાપરવામાં આવે છે, તેવી રીતે તેની પાશવવૃત્તિઓને પ્રબળ બનાવવાને તે વપરાવી ન જોઇએ.

એક પાળેલી બીલાડી ઉંદર પકડવામાં ઉસ્તાદ હોય પણ તે કારણને લઇને પ્રભુએ તેનાં પગલાં આપણા કુટુંબ તરફ વાળ્યાં નથી. ઘોડાઓને જો કેળવીએ તો તે ખરેખર શીકાર કે શરતમાં ગતિવાન કરવા ખાતર તે હોવું જોઇએ નહિ; તેઓ આપણી જે સેવા બજાવે છે તેનો બદલો ગતિ કરતાં મનુષ્યકોટી તરફ તેમના વિકાસમાં મદદગાર નીવડે એવા ગુણો તેમનામાં જાગૃત કરવા જોઇએ. આપણાં પાળેલાં જનાવરો અને આપણી વચ્ચેના સંબંધનો એક સામાન્ય સિધ્ધાંત એ છે કે જેમ બને તેમ તેમનો જંગલી સ્વભાવ છોડાવી તેને સ્થાને માનુષી ગુણો રોપાવવા તેઓને આપણે ત્યાં મોકલવામાં આવ્યાં હોય છે કારણ કે જે પ્રમાણે આજનો મનુષ્ય ભવિષ્યમાં એક દિવસ પ્રભુ થનાર છે તેજ પ્રમાણે આજ જે પશુ છે તે ભવિષ્યમાં એક દિવસ મનુષ્ય પણ થનાર છે; અને ઈશ્વરી જીવનને તેના વિકાસને પંથે ત્વરાથી જવા જે મદદ કરી રહ્યો છે તે જ પ્રકટીકરણની સર્વોત્કૃષ્ટ સેવા બજાવી રહ્યો છે.



## પ્રકરણ ૩ જું

---

### નિશાળ અને કોલેજમાં થીઓસોફી

કેળવણીના પ્રદેશમાં સુધારા કરવા અત્યારે ઘણા પ્રયત્નો થઇ રહ્યા છે; બાળકોના ચારિત્ર્યબંધારણમાં મદદ કરવાની તથા તેમને કેળવવાની જે સઘળાઓની વ્યાવહારિક ફરજ છે તેઓ અત્યારની રીતિઓ અને પદ્ધતિઓ કેવી અસંતોષકારક છે તે સારી પેઠે જાણે છે. કેળવણીનો પ્રશ્ન આપણે જયારે થીઓસોફીના દ્રષ્ટિબિંદુથી નિહાળીએ છીએ ત્યારે આ સઘળા સુધારાઓનું વલણ આપણને સ્પષ્ટ સમજાય છે. કેળવણીના પ્રચલિત સિદ્ધાંતો એવી માન્યતાથી શરૂ થાય છે કે જન્મથી શરૂ થઈ હોય એવી એક બુદ્ધિશાળી વ્યક્તિ એજ બાળક છે અને જયારે તે નિશાળમાં પ્રવેશે છે, ત્યારે તેનું મન એક ખાલી વસ્તુ હોય છે; તેથી કરીને તેનામાં ન હોય એવું જ્ઞાન આપવું અને જે ચારિત્ર્ય હજુ સુધી ન ઘડાયું હોય તે ઘડવું એજ કેળવણીનો ઉદ્દેશ હોય છે. જે દરેક જણ બાળક યા બાળકીને શીખવે છે તથા માબાપો તેમને ઉછેરે છે તેઓ વ્યાવહારિક અનુભવથી જાણે છે કે બાળકોમાં, બચપણથી જ ચોક્કસ જાતનું ચારિત્ર્ય તથા વલણ રહેલાં છે છતાંયે આ સિદ્ધાંતો હજુ સુધી સાચા હોય એમ મનાય છે.

થીઓસોફીના દષ્ટિબિંદુથી બાળકને લગતી જે પ્રથમ વાત હમેશાં યાદ રાખવાની છે તે એજ કે બાળક એક અમર આત્મા છે અને બાળક યા બાળકી તરીકે તે જન્મે છે તે એટલા જ માટે કે અનુભવો લઇ તે જીવાત્માની શુભ શક્તિઓ વિકસાવે. બીજી બાબત એ છે કે દૃશ્ય દુનિયા બાળકજેમાં વસે છે એવા અધિક વિશાળ વિશ્વનો એક ભાગ છે અને બાળક જે સઘળું જુએ છે કે સાંભળે છે તેનાથી જ તેના પર સારી યા નરસી હમેશાં અસર થયાં કરે છે; એટલું જ નહિ પણ બીજાઓના વિચાર અને તેમની ભાવનાઓના અદૃશ્ય વાતાવરણથી પણ તેના પર તેવીજ અસર થાય છે. બાળક એક અમર આત્મા હોઇ જીવનના ઘણાય અનુભવો તેણે પ્રાપ્ત કર્યા હોય છે અને બાળક તરીકે તેનો હાલનો જન્મ ભૂતકાળના એવા ઘણાય જન્મો જેવો એક છે. તેથી કરીને જીંદગી વિષે તેણે ઘણુંજ જાણ્યું હોય છે તથા શું કરવું અને શું ન કરવું એ વિષે કેટલાક અનુભવો એણે કયારનાયે મેળવ્યા હોય છે એમ છતાં પણ જ્યાં આ જ્ઞાન બાળકની મગજશક્તિનો સવાલ હોય છે ત્યાં તેનામાં મોટે ભાગે મંદ હોય છે.

તેથી કરીને કેળવણીનો સાચો ઉદ્દેશ બે પ્રકારનો છે. પ્રથમ તો બાળકમાં રહેલ છુપા જ્ઞાનને જાગૃત કરવું; પોતાના ગત જીવનોમાં વર્તનના જે સિદ્ધાંતો પોતે અનુભવ્યા હોય તથા તે પોતાને માટે સાચા છે એમ જણાયું હોય એવા સિદ્ધાંતોની પુનઃ ત્વરાથી શોધ કરતાં એને

શીખવવું જોઇએ, અને બાળકની મગજશક્તિદ્વારા કાર્ય કરતા જીવાત્માને પોતાના ગત વિજય અને પરાજયનું જે સૌથી જલદી સ્મરણ કરાવી શકે તે જ કેલવણી સર્વોત્કૃષ્ટ કહી શકાય. કેલવણીનો બીજો ઉદ્દેશ એ છે કે તેણે બાળકને જેમ બને તેમ જલદીથી જીંદગીની સંકલનાવાળી દૃષ્ટિ કરાવવી; કારણકે કોઇ પણ સ્ત્રી યા પુરૂષ જીવનને જ્યાં સુધી કોઇ મધ્યબિંદુથી નિહાળે નહિ ત્યાં સુધી તેણે પોતાની કેલવણી શરૂ કરી નથી. જીવનની સામાન્ય પ્રવૃત્તિઓમાં સાધ્ય ચૂકી જવાનો સંભવ રહે છે, કારણકે આપણે આપણા માનસિક, ભાવનાત્મક અને નૈતિક વિશ્વ વચ્ચે આપણે વિભાગો પાડીએ છીએ અને આ પ્રમાણે જ્યારે આપણે આપણું જીવન વિભાગોમાં વહેંચી દઇએ છીએ ત્યારે આપણી શક્તિઓનું પરિણામ, સંયુક્ત જીવ ગાળ્યું હોત અને તે વખતે શક્તિઓનું જે પરિણામ નીપજત તેના કરતાં ઓછું જોરદાર નીવડે છે. તેથી કેળવણી એ શરૂઆતથીજ બાળકના મનમાં જીવનની સંયુક્ત ભાવના દાખલ કરવી જોઇએ. અને પોતાના ગતજીવનોમાં અનુભવો દ્વારા તેણે કેટલેક અંશે આ સંકલના મેળવેલી હોય છે તેથી આ સંકલનાનું સ્મરણ જલદીથી થાય અને તે આથી એ વિશાળ દૃષ્ટિ મર્યાદાએ પહોંચવાને સમર્થ થાય એવી રીતિઓ તરફ કેળવણી ખાતા વાળાએ લક્ષ રાખવું જોઇએ.

નાના બાળ શરીરદ્વારા પોતાની પૂર્વ સંકલના તાજી કરવા જીવાત્માને મદદ કરવાનું કાર્ય ત્રણ પગથીએ થઇ

શકે છે. એક કીંડરગાર્ટનના, બીજું નિશાળના અને ત્રીજું કૉલેજના. આ પ્રત્યેક પગથીઆની કેલવણી વિષે થીઓસૉફીને શું કહેવાનું છે તે આપણે વિચારીશું.

બાળક આપણે જોઇએ છીએ એવું એક ન્હાનું સ્થૂળ શરીર નથી; ભાવનાઓનુ શૂક્ષ્મ શરીર અને વિચારોનું માનસિક શરીર પણ તેને હોય છે. માનસિક, સૂક્ષ્મ અને સ્થૂળ આ ત્રણે શરીરો મળી બાળક થાય છે; આ ત્રણે શરીરો તીવ્ર હોય છે અને તેમને કેલવણીની તથા પરસ્પર સાનુકૂળ થવાની જરૂર રહે છે. બાળકના જીવાત્માની મુખ્ય સાધારણ શક્તિથી અલગ હોય એવી એક પોતાની શક્તિ આ પ્રત્યેક શરીરોમાં રહેલી છે અને રૂચિ કે અરૂચિ જે બાળકના જીવાત્માનીજ છે એમ ચોક્કસ કહી શકાય નહિ, એવી રૂચિ અને અરૂચિવાળું એક શરૂઆતનુ ચેતન આ દરેકને હોય છે. ચેતનનાં આ પેટા વહેણ બાળ જીવનમાં ઘણુંજ સ્પષ્ટ હોય છે અને તેઓ જ્યાંથી ઉદ્ભવે છે એવાં શરીરોનો જીવાત્મા જ્યારે ઉપયોગ કરતો હોય ત્યારે તેમને તેમની યોગ્ય હદમાં રાખવાં જરૂરનાં છે. કેટલીક વળા તો આ પેટાભાન બાળકના સ્વભાવથી વિપરીતજ હોય છે. માબાપો તરફથી મળેલા સ્થૂલ વારસાને અંગે બાળકનું સ્થૂળ શરીર ઘણુંજ તોફાની કે આળસુ હોય પણ તેના જીવાત્મામાં ગંભીરતા ( અનુદ્વેગ ) કે બળની ઉણપ છે એવો એનો અર્થ કરવાની જરૂર નથી. તેજ પ્રમાણે શરૂઆત કરવાને બાળકના સૂક્ષ્મ તથા માનસિક

શરીરમાં પોતપોતાની શક્તિઓ રહેલી હોય છે અને આ શરીરનો ઉપયોગ કરનાર બાળકના જીવાત્માની શક્તિથી તે તદ્દન અલગ હોય છે. તેથી કીંડરગાર્ટનના પગથીએ કેલવણીનો મુખ્ય ઉદ્દેશ એ છે કે તેણે બાળકને પોતાનાં શરીરો પર કાબુ રાખતાં શીખવવું જોઇએ. સ્નાયુની ક્રીયાઓવડે મગજશક્તિને લાગણીઓ વડે, ભાવના સ્વભાવને તથા વિચારો વડે માનસિક શરીરને વિકસાવવાં જોઇએ.

આપણે સર્વ જાણીએ છીએ તે પ્રમાણે કીંડરગાર્ટનનું કાર્ય બાળકના શરીરને પદ્ધતિ, નિયમ તથા સમાનતા શીખવે છે અને તેની મગજશક્તિના કેન્દ્રને રંગ, આકૃતિ, વજન, શીતોષ્ણ પ્રમાણ વગેરેની ભવ્યતા શીખવે છે. કીંડરગાર્ટનમાં શીખવવામાં આવતી હાથની ચાલાકી બાળકના માનસિક અને ભાવના સ્વભાવ પર અસર કરે છે અને જીવાત્માને પોતાની સંકલનાપર ઝટ આવવા માટે આ શિક્ષણ અગત્યનું છે; પણ આપણે સમજવાનું છે કે બાળક જે વસ્તુઓ વડે રમે છે અથવા જે વસ્તુઓને જુવે છે તેટલાનીજ તેના ચારિત્ર્યપર અસર થતી નથી પણ તે ઉપરાંત અસંખ્ય અદ્રશ્ય સત્વોની પણ તેનાપર અસર થાય છે; જે ખંડમાં પોતે કાર્ય કરતો હોય તેની લીંટીઓ, તેના ખુણાઓ તથા વાંકીઆંઓ ભીંતપરના રંગ અને કીંડરગાર્ટનના ઓરડામાં આવેલી સ્થૂળ વસ્તુઓની આકૃતિઓ—આ સઘળાં તેને અદ્રશ્યપણે મદદ કે પ્રતિબંધ કરે છે; તેની ચોપાસ

આવેલી દરેક વસ્તુની લીંટી, દરેક રંગીન આકૃતિ તથા તે સાંભળતો હોય એવો દરેક અવાજ તેના માનસિક તથા ભાવના સ્વભાવપર અસર કરે છે; કીંડરગાર્ટનના જીવન વખતે બાળકોને તેમની આસપાસની વસ્તુઓથી આપણે મદદ કરી શકીએ કે તેમને વિઘ્ન કરી શકીએ, આધુનિક કીંડરગાર્ટનની રીતિઓએ બાળક માટે અનેક જાતના પદાર્થોનો ઉપયોગ કરવાની કીંમત કબુલ રાખી છે પણ અદ્રશ્યપણે તે સઘળા પદાર્થો બાળકને હમેશાં રમાડે જાય છે તથા તેઓ તેને ( બાળકને ) સીધે યા ખોટે માર્ગે અસર કરતા જાય છે. એટલું માન્ય રાખવું તેઓને હજુ બાકી છે.

બાળકપર શિક્ષકની અસર થીઓસોફીનાં ચક્ષુએ નિહાળીએ ત્યારે કેળવણી ખાતા વાળાઓ માન્ય રાખે છે તેનાથી યે અધિક છે; કારણ કે માત્ર દ્રશ્ય શિક્ષકનીજ નહિ પણ શિક્ષકના અદ્રશ્ય સ્વભાવના ભાગની પણ બાળકપર અસર થાય છે. આપણે જાણીએ છીએ તેમ શિક્ષકના એક કટુ શબ્દની કે એક સ્મિત હાસ્યની દ્રશ્ય અસરો થાય છે; તેજ પ્રમાણે પણ વધારે પ્રૌઢ રીતે, શિક્ષકના વિચારની પણ અસર થાય છે. કેળવણી ખાતામાં ખરા શિક્ષકે માત્ર બુદ્ધિબળથીજ સજ્જ થવાનું નથી પણ તેણે પોતાના ભાવના સ્વભાવથી પણ સજ્જ થવાનું છે. અને ખાસ કરીને કીંડરગાર્ટનમાં આ અગત્યનું છે; કારણ કે બાળકનાં કુમળાં સૂક્ષ્મ અને

માનસિક શરીરો પર શિક્ષકના વિચાર અને તેની ભાવના ઓની તીવ્ર અસરો થાય છે. બાળકો પ્રત્યે પ્રેમ ન હોય અને તેમની રીતિઓમાં ઉંડો રસ ન હોય તો કોઇ પણ વ્યક્તિને શિક્ષક થવાનો હક્ક નથી; અને બાળકોનાં શરીર અને તેમનો આત્મા જ્યાં શિક્ષકને સોંપી દેવામાં આવ્યા છે એવા કીંડરગાર્ટનમાં આ સામાન્ય સિદ્ધાન્ત ઘણોજ અગત્યનો છે.

કીંડરગાર્ટનમાં હજુ ઘણાય સુધારા કરવાના છે પણ તે સઘળાનો સામાન્ય અને મૂળ ઉદ્દેશ એ છે કે બાળકોનાં ત્રણે શરીરો અસર કરી શકાય તેવાં plastic હોવાથી શિક્ષકની ફરજ છે કે તેણે માત્ર દ્રશ્ય નહિ પણ અદ્રશ્ય અસરો પણ તેમની પર અજમાવવી કે જેથી બાળકના મગજમાં આત્માનો પૂર્ણ સ્વભાવ જેમ બને તેમ જલદીથી પ્રગટે.

કીંડરગાર્ટનમાં બાળક પોતાના શરીરોપર કેટલોક સંયમ મેળવતાં શીખે; પછી નિશાળના બીજે પગથિએ તેણે નિયમનું ભાન Sense of claw પ્રાપ્ત કરવાનું છે. તેથી તેની ભાવનાઓ હવે વિશેષ કેળવવાની છે. ઘણી જીંદગીઓમાંથી કેળવ્યો હોય એવા ભાવના સ્વભાવ સહીત બાળક જન્મે છે; તેથી એક જલ્દીથી અસર થાય તેવા કે સંબંધ વગરના ભાવના સ્વભાવને હવે શિક્ષકે કેળવવાનો નથી. તેની ખોડ ખાંપણો દૂર કરી તથા તેમાં જેટલું સુંદર હોય તેટલું સુદ્રઢ કરી તે તેને માત્ર સુધારી શકે. લાગણીઓનો પ્રત્યુત્તર

આપવાની શક્તિ તથા વિશેષમાં લાગણીઓ થતી હોય ત્યારે ગંભીરતા એટલુંજ બાળકને આપવાનું છે-અથવા સત્ય રીતે કહીએ તો એજ તેનામાં જાગ્રત કરવાનું છે.

બાળકના સ્થૂળ શરીર સાથે કાર્ય કર્યાથી આ ઉદ્દેશ મોટે ભાગે બર લાવી શકાય છે. અહિંયાંજ કસરત-ખાસ કરીને એવી કસરત કે જેમાં સમાનતાનું ભાન (જેમાં સત્વનો પાસ) હોય એવી કસરતની કીંમત રહેલી છે. નૃત્ય જેવી સ્થૂળ ક્રિયામાં જ્યાં સમાનતા વિકસાવી શકાય છે ત્યાં બાળકની અદ્રશ્ય ભાવનાપર સ્પષ્ટ અસર થાય છે અને તેનુ ભાવના શરીર સ્થિર થતું જાય છે તથા તે નિયમ અને વ્યવસ્થાનું ભાન પ્રાપ્ત કરે છે; આની અસર માનસિક સ્વભાવપર થાય છે અને તેને નિયમના વિચાર સાથે એકતાર કરે છે. જ્યારે ઘણાં બાળકો ભેગાં મળી આવી સમાનતાવાળો (સાત્વિક) ક્રિયાઓ કરે છે ત્યારે તેની અસર અધિક થાય છે. જયારે તેઓ બધા એકત્ર મળી કાર્ય કરતા હોય ત્યારે એક અદ્રશ્ય સમાનતાવાળી ક્રિયાના તેઓ અંશ જેવા થઇ રહે છે અને તે ગુપ્ત ક્રિયા કાર્યદક્ષતા ને સૌંદર્યના મહાન નિયમની તેમનાપર સચોટ અસર કરે છે.

બાળકોને સંગીત અને કાવ્યનું શિક્ષણ આપ્યાથી પણ સૌન્દર્ય અને નિયમનું આ ભાન ઘણું ખીલે છે; આ શિક્ષણનો ઉદ્દેશ એવો નથી કે બાળક પાસે કાવ્યો લખાવવાં કે સંગીત રચાવરાવવાં. જો તેનામાં આ ઉભયને માટે

કોઇપણ ચોક્કસ વલણ ન હોય તોપણ કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે તેની ભાવનાના ખોરાક તરીકે તેને કાવ્ય તેમજ સંગીત પૂરૂં પાડવું. પોતાના બચપણથીજ દરેક બાળકે પોતાની શક્તિને અનુકૂળ હોય એવું સંગીત કે એવાં કાવ્યો શીખવાં જોઇએ; પણ શબ્દરચના કે સંગીતની કડીઓ તેને ખરેખર અનુકૂળ છે કે નહિ તે વિષે પુરતી સંભાળ લેવી જોઇએ, કારણકે જે પ્રમાણે સ્થૂળ ગંદકી બાળકના લાગણીવાળા શરીરને અસર કરે છે તેજ પ્રમાણે હાનિકારક કાવ્ય તથા કેળવણી અને ગાંભીર્ય વિનાના સંગીતવડે પણ તેના ભાવના અને માનસિક સ્વભાવપર ખરાબ અસર થાય છે. જીવનની સાથે નહિજ જેવો સંબંધ ધરાવતા વિચારો તથા તેવી કલ્પનાઓના કચુમરવાળાં બાળગૃહ ગીતો Nursery rhymes આ સંબંધમાં સર્વ રીતે નુકસાનકર્તા છે. અત્યારે આપણા બાળકોને જે ગીતો શીખવાય છે તેને સ્થળે મહાન કાવ્યો આપણા કવિઓ થોડાક વખતમાં પુરાં પાડશે. રસ્તાપરના કઢંગા અવાજ, ધનસંચયનાં બેડોળ ચિત્રો તેમજ ભાષામાં પોતાના સાચા અર્થથી વિમુખ થયાં હોય એવાં વાક્યોનો ઉપયોગ જો આપણે આપણી આધુનિક સુધારણામાંથી બરતરફ કરી શકીએ તો બાળકોના લાંઠ સ્વભાવ વિષે આપણને ફરિયાદ કરવી રહેશે નહિ; લાંઠપણું એ ભાવના સ્વભાવનો રોગ છે પણ આપણા આધુનિક સુધારામાં તેમની ચોપાસની બાહ્ય દુનિયામાં તેના જંતુએ એટલા

છે તેટલા બાળકોમાં નથી. બાળકના માનસિક સ્વભાવને વસ્તુઓના સંબંધમાં તદ્દન સાચા થવાનું શીખવ્યાથી કેળવી શકાય છે; અને અત્યારે એ ઘણુંજ વિકટ છે કેમ કે આપણે એવા ઘણા શબ્દો વાપરીએ છીએ જે સત્ય અર્થ સુચવતા નથી. ચોક્કસ અને માન્ય અર્થવાળા શબ્દો ઘણીવેળા અતિશયોક્તિ માટે કે હલકી ભાષા Slang તરીકે વપરાય છે, અને તેથી બાળકનો લાગણીવાળો માનસિક સ્વભાવ ગુંચવાડામાં પડે છે. તેથી બાળકો માત્ર સાચાજ એટલે કે જે વસ્તુઓ દર્શાવી હોય તેના સ્પષ્ટ અને ચોક્કસ સબંધવાળા શબ્દોજ સાંભળે એની પૂરતી કાળજી લેવી જોઇએ. બાળકનો માનસિક સ્વભાવ ઘણોજ ચંચળ તથા ચોક્કસ દિશાઓમાં રોકી રાખવો વિકટ હોય છે તેથી તેની આગળ વસ્તુઓનું સ્પષ્ટ વર્ણન કરવું જોઇએ તથા તેની પાસેથી પણ તેવાજ વર્ણનની આશા રાખવી જોઇએ. તેના શિક્ષણના આ માનસિક ચોકસાઇ જેમ જેમ વર્ષો વ્યતીત થશે તેમ તેની શિથિલ મગજ શક્તિને વધારે ને વધારે સંપૂર્ણતાથી પ્રદર્શિત કરશે; પોતાના ગત જીવનોમાં તેને જે અનુભવો મળ્યા હોય તે વિષે તેણે ચોક્કસ વિચારો કર્યા છે એવા આત્મા તરીકે તેનું ચેતન બાળકની મગજશક્તિમાં જાગૃત કરવાના સર્વોત્કૃષ્ટ કારણને લઇને વિચાર અને વર્ણનની ચોકસાઇ આવશ્યક છે.

વાર્તાઓ વડે બાળકનું મન કેળવાય છે, એમ કહેવાની તો જરૂર નહિજ રહે. આપણી પાસે મન જેવું શિલ્પ

શાસ્ત્રનું એક સુંદર ઓજાર છે; બંધારણ કરવું એ મનની પ્રકૃતિ છે. તેથી તેના વિકાસને બદલાતે પગથીએ આપણે તેને યોગ્ય સાધનો પુરાં પાડવાં જોઇએ અને બંધારણમાં સુંદરતા શી રીતે સંભવી શકે છે તે મનને ન્હાની વયથી બતાવવું જોઇએ. પરીઓની વાર્તાઓ અને ખાસ કરીને પુરાણ કથાઓનો ઉપયોગ અત્રેજ જણાય છે; પુરાણ કથાઓમાં રચનાનું સૌંદર્ય રહેલું છે અને દ્રશ્ય તેમજ અદ્રશ્ય જગત્‌ની મહાન કલ્પનાની વાર્તાઓ બાળકને શીખવ્યાથી તેના મનની મહાન કલ્પનાશક્તિ કેળવાય છે.

બાળકને તેની બાળ અવસ્થાથીજ પોતાની કલ્પનાના પાયા રૂપે કોઇ ચોક્કસ સંરક્ષના પુરી પાડવી એ કેલવણીનું એક અગત્યનું તત્વ છે, અને આને માટે ધર્મ મુખ્યત્વે અગત્યનો છે. ધર્મશાસ્ત્રના મુકરર વાડાઓ એજ ધર્મનો અર્થ નથી. જેમાં કોઇ વિશ્વવ્યાપી ભાવના રહેલ હોય એવો કોઇ મહાન વિશ્વવ્યાપી વિચાર બાળકને શરૂઆતમાં જરૂરનો છે. બાળકના મનને માટે પણ પ્રત્યેક ધર્મમાં આવા ઘણા વિચારો હોય છે અને બાળકોની આસપાસ સુંદર ધાર્મિક વાતાવરણ પ્રસરાવવું એ સર્વ રીતે શક્ય છે. અર્પણતાની કોઇ સરળ પ્રાર્થનાવડે દરેક બાળકને સવાર સાંજ પોતે આત્મા છે એનું સ્મરણ કરતાં શીખવવું જોઇએ. થીઓસોફીસ્ટોનાં બાળકોમાં " ગોલ્ડન ચેઇન " ની આ સરળ પ્રાર્થના પ્રચલિત છે:--

જગતમાં પ્રસરી રહી છે એવી પ્રેમની સુવર્ણ સાંકળની

હું એક કડી છું અને મારે મારી કડી તેજસ્વી અને મજબુત રાખવી જોઇએ.

તેથી જે દરેક જીવંત વસ્તુને હું મળીશ તેની પ્રત્યે માયાળુ અને નમ્ર થવા અને મારાથી જે કોઇ નબળા હશે તેમનું રક્ષણ કરવા તથા તેમને મદદ કરવા હું યત્ન કરીશ. વળી પવિત્ર અને સુંદર વિચારો કરવા, પવિત્ર અને સુંદર શબ્દો ઉચ્ચારવા તથા પવિત્ર અને સુંદર કાર્યો કરવા હું યત્ન કરીશ. સુવર્ણ સાંકળની દરેક કડી તેજસ્વી અને મજબુત બનો !

આ સુંદર પ્રાર્થનામાં બાળકની કલ્પનાશક્તિ તેનું કર્તવ્ય સહેલાઇથી સમજી શકે છે તથા બાળકના પોતાના જીવન કરતાં વિસ્તારવાળા જીવનનો મહાન વિચાર આ પ્રાર્થનામાં સમાયલો છે. બાળકોની કલ્પનાશક્તિને આકર્ષક થઇ પડે એવું મનુષ્યજાતિનું વિશ્વવ્યાપી જીવન તેમની આગળ રજુ કરે એવાં પાઠય પુસ્તકો તથા વાર્તાનાં એવાં પુસ્તકો લખવાનું મહાન કાર્ય કેળવણી ખાતાએ ભવિષ્યમાં કરવાનું છે. જો આપણે સમજતા થઇએ કે થીઑસૉફી કોઇ ચોક્કસ શાળાઓ કે સિધ્ધાંતોનોજ પ્રશ્ન નથી પણ સર્વોત્કૃષ્ટ મનુષ્યજાતિમાં સામાન્યપણે હોય એવા વિચારો, એવી ભાવનાઓ તથા એવા ઉદ્દેશોનોજ સવાલ છે તો આપણે આપણાં બાળકોને મહાન થીઑસૉફિસ્ટો પણ બનાવી શકવા સમર્થ છીએ.

પ્રાણી અને તરૂઓની ઉછેરણીદ્વારા બાળકને મળતું શિક્ષણ એ એની કેળવણીનું એક અગત્યનું તત્ત્વ છે; નીચલી કોટીની આ કુદરત હમેશાં બાળકના જીવનની સમીમજ હોવી જોઇએ; કે જેથી જીવનની મહાન સાંકળમાં પોતે એક કડી છે એ એને યાદ રહે અને પોતાનાથી ઉપલા વર્ગનેજ નહિ પણ નીચલા વર્ગને સેવ્યાથી પોતાનું અમીરત્વ સંભવે છે એવું સમજતો થાય. આ વિચાર અલગ રાખીએ તોપણ, પ્રત્યેક પુષ્પ, વૃક્ષ કે પ્રાણી પોતાની અસર પ્રસરાવે છે અને બાળકના વિચાર અને તેની ભાવનાઓનો વિકાસ કરવા આપણે આ અદ્રશ્ય મદદનો ઉપયોગ કરી શકીએ એમ છીએ.

યુવક યા યુવતીને જ્યારે કોલેજમાં પ્રવેશ કરવાનો વખત આવે છે ત્યારે તેમનાં સ્થૂળ, સૂક્ષ્મ અને માનસિક શરીરો કાંઇક અંશે કેળવાઇ કેટલેક અંશે સંયમમાં હોય છે એમ આપણે માની લઇશું તેથી જીવાત્મા મગજશક્તિ પર પોતાના આંતર વલણની સચોટપણે છાપ પાડી શકે કે જેથી પોતે યોજેલા જીવનકાર્ય માટે પોતાનાં શરીરો કેળવાય એવો વખત હવે શરૂ થાય છે. આજની યુનીવર્સીટીઓમાં અપાતી કેળવણી ન્યુનતાપૂર્ણ છે; કારણ કે ત્યાંનું શિક્ષણ ઘણુંજ સાક્ષરી અને જીવાત્માની દ્રષ્ટિએ દીસતા જીવનના વ્યાવહારિક સિધ્ધાંતો સાથે ઓછો સંબંધ ધરાવનારૂં હોય છે. ઘણી રીતે યુનીવરસીટીના જીવનનો મહાન અગત્યનો ભાગ પ્રોફેસરો પાસેથી મેળવેલા શિક્ષ-

ણુમાં રહેલો નથી પણ રમતો તથા સામાજિક સંમેલનોમાં વિદ્યાર્થીઓ તરફથી મળતા શિક્ષણમાં રહેલો છે. અત્યારે પ્રચલિત કોલેજની કેલવણીનું સામાન્ય પરિણામ નીચલી લીટીઓમાં સારી રીતે વર્ણવામાં આવ્યું છે. "સુવર્ણ-રંગી વાળવાળો એક યુવાન એપોલો (જીવન) કલહને કિનારે સ્વમાંઓ ઘડતો ઉભો છે; જીવનની ઘણીય ન્હાની ન્હાની વસ્તુઓ માટે એ ભવ્યતાપૂર્વક તૈયારી વિનાનો છે."

યુનીવર્સીટીઓમાં જ્યારે થીઓસોફીની ભાવનાઓ પ્રસરશે ત્યારે જીવાત્મા તરીકેના તેના પ્રશ્નોનું નિરાકરણ કરવાનો ઉદ્દેશ તેની કેળવણીમાં માન્ય રખાશે. એણે કાર્ય કરવા જીવન લીધું છે અને બચપણ તથા યુવાવસ્થાનાં વર્ષો પોતાનાં શરીરોના બંધારણમાં ગયાં છે; પોતાના ભૂતકાળને તપાસવા અને ભાવિ તરફ દ્રષ્ટિ ફેંકવા હવે એ સ્વતંત્ર છે કે જેથી પોતે કોણ છે અને પોતાનું કાર્ય શું છે તે એને સ્પષ્ટપણે સમજાય. એનામાં રહેલ પ્રાચીન સંકલના જાગૃત રહે એવી કેળવણી એને આપવાથી એને મદદ કરી શકાય છે. કીંડરગાર્ટન અને નિશાળનાં પગથીયાંપરની તેની કેળવણીનો આ એક ઉદ્દેશ હતો; ત્યાં આ સંકલના જ્યારે હૃદયથી અનુભવાતી હતી ત્યારે કોલેજમાં આ સંકલના બુદ્ધિથી માન્ય રખાવી જોઇએ.

ભૂત અને વર્તમાનકાળના બુદ્ધિશાળી પુરૂષોના અનુભવો તેની સમક્ષ એવી રીતે રજુ થાય કે તેથી જીવાત્મા

તરીકે તેના ખાસ કાર્ય માટે જન્મકાળનો તેનો ઉત્સાહ સુદ્રઢ થાય તો તે અનુભવોની સામાન્ય અસરવડે જોઇતી સંકલના ખડી કરી શકાય છે. જો કોઇ પણ સ્ત્રી યા પુરૂષ કાર્ય માટે ઉંડો ઉત્સાહ મેળવ્યા સિવાય કોલેજની કેળવણી પૂર્ણ કરે તો તે સ્ત્રી યા પુરૂષના સંબંધમાં તો યુનીવરસીટી પોતાના ઉદ્દેશમાં નિષ્ફળ નિવડી છે. અત્યારે યુનીવરસીટી આપણને ધંધાને માટે સજ્જ કરે છે તે ઉપરાંત જીવનમાં કઈ વસ્તુઓ મેળવવા જેવી છે તે આપણને શીખવવું એ યુનીવરસીટીનું કર્ત્તવ્ય છે. **આથેન્સમાં** યુનીવરસીટીના જીવનનો આ ઉદ્દેશ હતો પણ આધુનિક કાળમાં જીવન વિષે એટલી તો અસ્પષ્ટ સમજુત છે કે યુનીવરસીટીના પ્રોફેસરો પણ પોતે જીવનના મહાન સિદ્ધાંતોથી ગુંચવાઇ જાય છે અને તેથીજ તેમનો ઉત્સાહ મુખ્ય ભાગે માનસિક અને સાક્ષરી દિશાઓ તરફ વળે છે. **ઓકસફર્ડ** અને **કેમ્બ્રોજ**ની યુનીવરસીટીઓને તેમનું પોતાનું ખાસ વાતાવરણ હોય છે તે સર્વ કોઇને વિદિત છે પણ તે વાતાવરણ ચાલુ વર્તમાન કે ગરકાવ કરી નાંખે એવા ભાવ કરતાં વિશેષ ભાગે વિમલ ભૂતકાળને લઇને જ ઉદ્ભવવા પામ્યું છે.

સાચી યુનીવરસીટીએ માણસને એવો કેળવવો જોઇએ કે યુનીવરસીટી છોડયા પછીથી જીવનના તેના સર્વ કામોમાં જાણે કોઇ દેવ કામ કરતો ન હોય તેવી રીતે તે શાંત જ્યોતિ રૂપે પ્રકાશે છે અને કીંમતી ગણી શકાય એવી

સંસ્કૃતિનો આ ખરો પાયો છે. સદગૃહસ્થો અને વિદ્વાનો નીપજાવવા એ યુનીવરસીટીનું કર્તવ્ય હોય એમ લેખાય છે પણ થીઓસોફીના દ્રષ્ટિબિંદુથી તો મનુષ્યોને અમર પુરૂષો અને સેવકો બનાવવા એ યુનીવરસીટીનું કાર્ય છે. યુનીવરસીટી, જીવનના ઉમદા આદર્શોનું શાંતિ અને સૌંદર્યથી પ્રતિબિંબ પડવાનું સ્થાન છે, અને મનુષ્ય જાતિના ઉત્કર્ષમાટે સર્વ મનુષ્યો અને પ્રજાઓ સાથે ઐક્ય થઇ એક ચોક્કસ કાર્યમાં જોડાવાનો આનંદ એજ આધુનિક કાળમાં માણસોને એવે સ્થળે શીખવવો જોઇતો જીવન ઉમદા આદર્શ છે. સ્ત્રી યા પુરૂષને યુનીવરસીટી જે નિપૂણતા બક્ષી શકે તેમાંની અત્યારે વધારે અગત્યની એ છે કે પોતાના વિદ્યાર્થીઓમાંથી **આર્થર** રાજાના પ્રાચીન મંડળ—આ જગત્ જેની નોંધ રાખતું હોય એવા પ્રખ્યાત વિરપુરૂષોના એક સદ્‌મંડળના પુરૂષો જેવા **સેવાના વીરપુરૂષો** નીપજાવવા કે **સેવાની વીરાંગનાઓ** નીપજાવવી.

આપણામાંના જેઓએ આધુનિક યુનીવરસીટીઓનું શિક્ષણ મેળવ્યું છે તેના કેટલા આભારી છીએ તે સારી પેઠે સમજે છે; પણ યુનીવરસીટીઓ આપણને મનશક્તિથી સજ્જ કરે છે છતાં કોલેજ છોડયા બાદ જીવનના જે સિદ્ધાંતો આપણી સામે ખડા થયા છે તેને સમજવા તેઓએ આપણને સજ્જ કર્યા નથી એટલું તો આપણે કબુલ્યા વિના રહી શકતા નથી. દુઃખદ રીતે ધીમેથી

આપણે ભૂતકાળના ઘણુાય પાઠ ભૂલી જવાના હોય છે અને જેને વિષે આપણા પ્રોફેસરોએ આપણને કંઇજ કહ્યું નથી એવા કેટલાય વિચિત્ર અને વિકટ પાઠો આપણે શીખવા પડે છે. જો આ સઘળું એકદમ બદલી શકાય અને યુનીવરસીટી જીવાત્મા તરીકે જીવાત્માનું આપણું કાર્ય દર્શાવનારૂં સ્થાન થઇ પડે તથા તે કાર્ય કરતી વેળા અનંતકાળની ભૂમિકા આપણી ચોપાસ આવી રહી છે એવું ભાન કરાવે તો પ્રત્યેક સ્ત્રી યા પુરૂષના જીવનમાં યુનીવરસીટીનું જીવન કયો અગત્યનો ભાગ ન ભજવી શકે ? આજની સ્થિતિ પ્રમાણે જે ઘણાં સ્ત્રી પુરૂષોએ યુનીવરસીટીની કેળવણી લીધી નથી તેઓ યુની-વરસીટીમાં કેળવાયલાં કરતાં વધારે ઉત્તમ આત્માઓ અને વધારે મોટા સેવકો છે. થીઓસોફીના મૂળ સિદ્ધાંતો જ્યારે યુનીવરસીટીમાં પ્રસરશે અને આપણા પ્રોફેસરો જ્યારે મનુષ્યોને પોતાનો દૈવી સ્વભાવ પ્રદર્શિત કરનારાં મહાન સત્યો તથા મનુષ્યજાતિની સેવાથી આ સ્વભાવ શી રીતે વિકસી શકે છે એ સમજાવશે ત્યારે આ સઘ-ળામાં મોટો ફેરફાર થયા વિના રહેશે નહિ.



## પ્રકરણ ૪ થું



## ધંધામાં થીઓસોફી

વ્હેપાર રોજગારની પ્રવૃત્તિઓને સાચા ધાર્મિક જીવન સાથે કશો પણ સબંધ નથી એવી ધાર્મિક લોકોની એક માન્યતા જગતમાં પ્રચલિત છે. કેટલાક ધર્મ ઉપદેશકોએ પોતાના અનુયાયીઓને જીવનનો જે ચોક્કસ ખ્યાલ આપ્યો છે તેથીજ આમ થવા પામ્યું છે. " ધાર્મિક " અને " વ્યાવહારિક " લાભ વિષે લોકો આજ શું ધારે છે તે આપણે જાણીએ છીએ અને તે બન્ને અરસ્પરસ વિરોધીજ હાય છે અથવા વિરોધી ન હોય તો અરસ્પરસ સંબંધ રહીત હોય છેજ—એવી માન્યતા પ્રસરાયલી છે. પ્રભુના સર્વાતીત સ્વભાવ વિષે ધર્મોમાં અતિશયોકિત થવાને લીધે આ ભાવના ઉત્પન્ન થઈ છે, બ્રહ્મા, પોતાનું વિશ્વ ઉત્પન્ન કર્યા પછી જગત્‌થી કોઇ અલગ સ્થાને વસતા હોય અને તેપર દેખરેખ રાખતા હોય એમ લેખાય છે. ધર્મની આવી ભાવનામાં પ્રભુના એક પ્રાણી તરીકે મનુષ્યે પોતાની મુકિત મેળવવા ખાતર પોતાના સર્જનહારને ખુશ કરવા પડે છે. ઇશ્વર પ્રત્યે મનુષ્યની ફરજ વિષે એક ખ્રીસ્તી દેવળમાં મેં જે ઉપદેશ સાંભળ્યો છે તે મને હજુ બરાબર યાદ છે. આ ફરજમાં નમ્રતા, આભાર

અને આજ્ઞાપાલનનો સમાવેશ કરવામાં આવ્યો હતો. ધાર્મિક જીવનને માટે મનુષ્યનો આત્મા ઇશ્વરને આધીન રાખવો તેપર પાદરી ભાર દેતા હતા. ગૃહજીવનની વ્યવહારનો તથા વિહારની સામાન્ય પ્રકૃતિઓ ઈશ્વરને મન તુચ્છ હતી તથા મનુષ્યે પ્રાપ્ત કર્યા હોય કે ન કર્યા હોય એવા ધાર્મિક સદ્‌ગુણોના ધોરણે મનુષ્યનો ન્યાય થતો હતો એમ તેમના કહેવાપરથી સ્પષ્ટ થતું હતું. મનુષ્ય નિત્ય જીવનના પ્રાચીન સિદ્ધાંતોવાળી આ એકદેશીય ખ્રીસ્તી ભાવના આ ઉપદેશના ચોક્કસ દિવસે તે ધર્મમંડળ તરફથી ગાવામાં આવેલ ગીતમાં બહુજ સુંદર રીતે પ્રદર્શિત કરવામાં આવી છે. તે ગીત આ વું છેઃ " જૂના આરાસ્તે હું સ્વધામભણી જાઉ છું. મેં જગતની સેવા તેના તુચ્છ પગારવડેની બજાવી છે, કારણકે તેની આશાઓ ફોગટ છે અને તેનો નફો બોજ ખોટ છે અને રક્તથી ભીંજાગેલ ક્રોસનો જ હું હવે જય ઉચ્ચારૂં છું. "

અહીંયા સ્પષ્ટપણે એવો વિચાર દર્શાવવામાં આવ્યો છે કે મનુષ્યના આધ્યાત્મિક વિકાસમાં જગતની અસંખ્ય ક્રિયાઓનો કશો ખાસ ઉપયોગ નથી અને વળી એમ પણ દર્શાવવામાં આવ્યું છે કે ધાર્મિક મર્યાદાની બહાર જે શક્તિ અને ઉન્નતિ આપણે પ્રાપ્ત કરીએ છીએ તે માત્ર તુચ્છ પગાર છે. ધર્મમાં જ્યારે જ્યારે ત્યાગ અને સંન્યસ્તની ભાવના ઉદ્‌ભવે છે ત્યારે આ વ્યાવહારિક જીવનની નિરર્થકતા હમેશાં દૃષ્ટિગોચર થાય છે ' ધર્મ '

અને "વ્યવહાર" એવા જીવનના વિભાગ કર્યાનું સામાન્ય પરિણામ એ આવે છે કે અન્યોઅન્ય સંબંધ ન ધરાવતી બે જુદા પ્રકારની નીતિઓ ઉદ્દભવે છે; પોતાના ધાર્મિક સંબંધથી જેને પોતાના બંધુ તરીકે ચાહતો હશે એવા જાતિબંધુ પ્રત્યે ધાર્મિક મનુષ્ય ધંધાને ખાતર સ્વાર્થી, જંગલી તથા બીન આધ્યાત્મિક થવું સર્વ રીતે વાજબી માનશે; અનહદ ધાર્મિક માણસ પોતાના એક સ્વભાવથી કોમળ હૃદયનો તથા માયાળુ હોવા છતાં પોતાના બીજા સ્વભાવથી જંગલી અને ક્રોધી જણાશે અને ધંધાના લાભને હાની પહોંચાડી આ બીજો સ્વભાવ સુધારવા કોઈ પણ કારણ જોશે નહિ. એક કપટી પણ ધાર્મિક દૂધવાળો જે રવિવાર સિવાયના દિવસોએ લેશ પણ ચિંતા વિના દૂધમાં પાણી ભેળવતો હશે તે રવિવારે પણ પોતાના ધાર્મિક મુખે તેજ પ્રમાણે કરશે અને પોતાના દેવળમાં જઈ ત્યાં પોતાના ધર્મમાં આનંદ લેશે !

હવે, થીઓસોફી વ્યવહારના વિશ્વમાં આવી બે પ્રકારની નીતિઓનો અંત આણે છે અને આપણને સમજાવે છે કે વ્યવહાર વિશ્વ પણ વિભુના વિશ્વનો દેવળ અને મંદિર જેટલોજ ભાગ છે. મનુષ્યોની સર્વ ક્રિયાઓમાં માત્ર એકજ ચેતન પ્રગટી રહ્યું છે અને સુધારણામાં જે જે ક્રિયાઓ વિકસી છે તે સઘળી ઈશ્વરી યોજનામાં જરૂરની છે. માનવજાતિની મુક્તિની ઈશ્વરી યોજના માત્ર વ્યક્તિગત મનુષ્યોદ્વારા પણ કાર્ય કરતી નથી, પણ

મનુષ્યોના સમૂહદ્વારા કરી રહે છે. હૃદય, મન અને આધ્યાત્મિકતાવડે મનુષ્યોના સ્વભાવ ઉન્નત થવા જોઇએ અને શાખાઓમાં તેમની એકત્ર પ્રવૃત્તિ આવા વિકાસનું એક કારણ છે. મનુષ્યજાતિના એકત્ર જીવનમાં ઇશ્વરી ઉદ્દેશ બર લાવવા માટે અનેક જાતના દૈવી પ્રતિનિધિઓની જરૂર પડે છે; જીવનના દૈવી નાટકમાં પાત્રો તરીકે પોતાનો ભાગ ભજવવા રાજ્યકર્તા, ધારાશાસ્ત્રી, શસ્ત્રધર, શિક્ષક, ધર્મગુરૂ, રોગ મટાડનાર, કળાશાસ્ત્રીઃ આ સઘળાની જરૂર પડે છે; પણ વ્હેપારી માણસ કોઇ પણ રીતે ઓછો દૈવી પાત્ર નથી.

વ્હેપાર જેનો મુખ્ય ધંધો છે એવો માણસ આત્મા તરીકે જીંદગીમાં એક પાદરીના જેટલોજ આધ્યાત્મિક ઉદ્દેશ લઇ અવતરે છે; દરેક સ્થળની તથા દરેક વખતની પ્રવૃત્તિઓ માટે તેને આત્મા તરીકે સરજ્જ કરવામાંજ આ ઉદ્દેશ સમાયલો છે. ધન કે આરામ પ્રાપ્ત કરવા એ અવતરતો નથી પણ એ શક્તિ પ્રાપ્ત કરવા જન્મે છે, ધર્મ કે કળાનાં ક્ષેત્રોમાં તેના આત્માને ન મૂકતાં તેને વ્હેપારી જીવનમાં મૂકવામાં આવ્યો છે તેનું પ્રયોજન એટલુંજ છે કે તેના હવે પછીના વિકાસને જરૂરના સદ્દગુણો બીજા કોઇ ક્ષેત્રો કરતાં વ્યાપારનાં ક્ષેત્રમાંથીજ વધારે ત્વરાથી તેને મળી શકનાર છે. ધંધાદ્વારા જે જે નક્કર સદ્દગુણો શીખાય છે તે મૂળમાં તો આધ્યાત્મિક હોય છે; કોઇ પણ મનુષ્ય જ્યાં સુધી એકાગ્ર મજેથી તકનો લાભ લેવા આતુર

અને કલ્પનાશક્તિમાં વધેલો ન હોય ત્યાં સુધી ધંધામાં ફતેહમંદ નીવડી શકતો નથી. આ સદ્ગુણો આપણે જેને વ્યવહારિક પ્રવૃત્તિઓ કહીએ છીએ તે દ્વારા ખીલે છે તેથી તે "વ્યવહારિક" નથી; આત્માના જીવનમાં આ શક્તિઓ સુદૃઢ થતી જાય છે. ખરેખર, આવા સદ્ગુણોવાળા વ્હેપારી માણસોનો મોટો ભાગ સ્વાર્થી, નિર્દય અને નિષ્ઠુર હોય છે. પણ તેનો માયનો એ નથી કે જ્યાં બીજા સદ્ગુણોની ન્યૂનતા હોય ત્યાં આવા સદ્ગુણો વ્યર્થ છે. આપણે જો યાદ રાખીએ કે મનુષ્ય એકથી અધિક જીંદગીઓ ગાળે છે અને એકવાર પ્રાપ્ત કરેલ ગુણ તે ફરીથી ગુમાવી શકતો નથી તો એક જીંદગીમાં આવા સદ્ગુણ ખીલવ્યા હોય ( સાથે સાથે સ્વાર્થ પણ ખીલવ્યો હોય છતાં પણ ) એવો વ્હેપારી માણસ ભવિષ્યના જીવનમા જ્યારે એની દ્રષ્ટિ વધારે સ્પષ્ટ અને બંધુત્વવાળી થશે ત્યારે આ પ્રાપ્ત કરેલ શક્તિ પોતાના બંધુત્વના કાર્યોમાં પણ પ્રદર્શિત કર્યા વિના રહેશે નહિ.

માનવજાતિના વિકાસમાં સારા તેમજ નરસા સર્વ મનુષ્યોની શક્તિઓનો ઉપયોગ થાય છે; " દુષ્ટ માણસો પણ અંધપણે સ્વર્ગની સદ્ગુણી ઇચ્છા પાર પાડી રહ્યા છે. " જગત્‌ની ભૂમિ આજ વસવા લાયક બની છે. કારણ કે પ્રથમ મુઠ્ઠીભર આગેવાનોએ વેરાન અને જંગલોમાં જઇ તેને વસવા લાયક બનાવ્યા છે; તેઓ માત્ર સ્વાર્થની દૃષ્ટિથીજ ત્યાં ગયા હશે છતાં પણ ઇશ્વરી યોજનાના અં-

જંટો તરીકે તેમનો ઉપયોગ થયો છે; વળી આપણે જાણીએ છીએ કે આવા કાર્ય માટે શૌર્ય, ભોગ, ખંત તથા બળની જરૂર છે અને આ સદ્ગુણો તેમના જીવાત્માની હમેશની માલકીના થઇ રહે છે. તેજ પ્રમાણે અમેરિકામાં તથા અન્ય સ્થળોએ આજ "ટ્રસ્ટમેગનેટસ" અને 'બીઝ્ બેરન્સ " માં મહાન શક્તિ સાથે સ્વાર્થ અને સત્તાનો મોટો લોભ નજરે પડે છે; પણ તેઓ વહેપારની વિશેષ કુશળ ભાવનાઓ રચતા જાય છે તેથીજ તેઓ ઇશ્વરી યોજનાને મદદ કરી રહ્યા છે. ભવિષ્યના જીવનોમાં આપત્તિદ્વારા તેમનો સ્વાર્થ નષ્ટ કરવામાં આવશે અને આવી જાતની વિશુદ્ધી પછી તેઓને જીંદગીનું સાચું જ્ઞાન થશે ત્યારે સ્વાર્થ અને લોભદ્વારા પ્રાપ્ત કરેલ ગુણો પણ તેમનામાં હયાત હશે અને ભલા તથા ધર્મિષ્ટ પણ ઓછી શક્તિ વાળા બીજા ઘણા માણસો કરતાં આવા માણસો નીતિને પંથે રહી વધારે કૌશલ્ય દાખવશે.

વહેપારી માણસને થીઓસોફીનો વ્યવહારૂ સંદેશ એ છે કે તેણે પોતાના ધંધાના હલકા નહિ પણ ઉચ્ચતર ઉદ્દેશો સાથે એક થવું. માણસો ધંધાની શક્તિમાં જે ભિન્ન ભિન્ન પગથીયાં દર્શાવે છે તેને તપાસ્યાથી ઉચ્ચતર ઉદ્દેશો કયા છે તે આપણે સમજી શકીશું. ધંધાના પ્રાથમિક પગથીએ માત્ર લોભજ નજરે પડે છે અને તે માણસ હમેશાં પોતાના સ્વલાભ અને તે પોતાનીજ માલકીનો હોય એમ કલ્પ્યા કરે છે. બીજે પગથીએ, ધંધાની સતત

પ્રવૃત્તિના માનસિક તત્વે લોભના તત્ત્વનો પરાભવ કર્યો દેખાય છે અને તે વ્યક્તિ ધંધાનો ગુલામ થઇ રહી હોય છે; આખો દિવસ ધંધામાંજ મશગુલ રહે છે અને તેમ કરવામાં તેને નફાનો વિચાર હોતો નથી, પણ આ ધંધાની પ્રવૃત્તિઓથી એને બળ મળે છે અને જીવન સારરૂપ જણાય છે. ત્રીજે પગથીએ, વહેપારી માણસ પોતે એક મહાન શક્તિનો માલીક છે એવું ભાન તેને થતું જાય છે, અને પોતાની શક્તિવડે થતા લાભ કરતાં તે શક્તિનો ઉપયોગ કરવામાંજ પોતે વધારે આનંદ માને છે; ઘણી વેળા પોતે અત્યંત નિસ્વાર્થી હોય છે અને પોતાનું ખાનગી જીવન મોટે ભાગે સાધુ જેવું હોય છે, છતાં પોતાની શક્તિના ઉપયોગમાં પોતે જે એકાગ્રતા દાખવે છે તેમાં તેના સ્વાર્થની પરાકાષ્ટા તરી આવે છે; પણ દૈવી શક્તિના રક્ષક તરીકે કઇ પ્રવૃતિઓ પોતાને માટે માનવંતી છે, એ જોતાં શીખશે, ત્યારેજ તેમાંથી છેલ્લું પગથીયું નીપજશે.

થીઓસોફીના વ્હેપારી માણસે પોતાના ધંધામાં ભાવનાવાદ તરફ લક્ષ રાખવું અને તે માર્ગમાં અનેક વિઘ્નો હોવા છતાં આજ એ અશકય નથી. પોતાનો ધંધો મનુષ્યજાતિના સુખમાં એક ઉમદા વૃદ્ધિ કરે છે એવી ઉંચી ભાવના તથા તેની સાથે તે ધંધાને સવ રીતે સંપૂર્ણ કરવાની તીવ્ર જીજ્ઞાસા રાખવી એ આ ભાવનાવાદનું પ્રથમ લક્ષણ છે. તેથી કરીને એ પોતાનીજ શાખામાં કુશળ થશે એટલુંજ નહિ પણ આ

ઉચ્ચભાવના નભાવી રાખવા બીજાઓ સાથે પણ એ એકત્ર થશે. "ટ્રસ્ટ" ની માફક ખાનગી લાભને માટેજ નહિ પણ ધંધામાં રહેલા ઉન્નત સિદ્ધાંતોને ચર્ચવા વ્હેપારી માણસોનાં મંડળો સ્થાપી તેમને એકત્ર કરવા, એ દિશામાં હજુ ઘણું કરવું બાકી છે. જગત્‌ના કાર્યની એક દિશાનો વિકાસ ઇશ્વરી યોજનાએ વ્હેપારી વર્ગના હાથમાં સોંપ્યો છે અને પોતાનું કાર્ય વખત અને શક્તિના જેમ બને તેમ ઓછા વ્યયથી કરવું એ એમની ફરજ છે. ઓજાર અને સાંચાઓને સર્વ સ્થળને વાસ્તે એક માપ અને ગણત્રીના ( standerdie ) કરવામાં આ ફરજ કેટલેક અંશે અદા કરવામાં આવી છે; જગત્‌માં સર્વ સ્થળે શોધખોળને માટે અરસ્પરસ સગવડતાઓ થાય એટલા માટે આ દિશામાં હજુ ઘણું કરવું બાકી છે. આંતરરાષ્ટ્રિયતા ( Internationalism ) ના મહાન આદર્શો બર લાવવા આપણે જગત્‌ના આજના વ્હેપારીવર્ગપર આશા રાખીએ છીએ; ધર્મગુરૂઓ વિશ્વબંધુત્વના સિદ્ધાંતો સમજાવે છતાં તેનો વ્હેવારીક પાયો તો જગત્‌ના વ્હેપારીવર્ગેજ નાખવાનો છે.

થીઓસોફીના વ્હેપારી માણસે હમેશાં યાદ રાખવાનું છે કે જગત્‌નો વિકાસ એ ઇશ્વરી યોજનાનો એક વિભાગ છે અને જીંદગીની દરેક શાખાઓમાં "મોટા લોકો" ને ઇશ્વરી કાર્ય બર લાવવા માટે રોકવામાં આવે છે. દ્રષ્ટાંત તરીકે, મોટાં મોટાં મંડળો હયાતીમાં લાવવા વ્હેપારના

વિશ્વમાં અત્યારે ઘણી ઘણી નવા જુની થઇ રહી છે; આવાં "ટ્રસ્ટો" કેટલાં નિર્દય હોય છે. અને ન્હાના વ્હેપારીને કેવાં હડાવી કાઢે છે તે આપણે જાણીએ છીએ. છતાં મુઠ્ઠીભર લોકોના કાર્યમાંથી થતા ભૌતિક ( Material ) વિકાસમાંથી સમસ્ત પ્રજાજનના લાભ અર્થે મહાન પ્રજાકીય ખાતાના કાર્યનો ધીમો ધીમો ફેરફાર આપણે નિહાળીએ છીએ. આવાં મંડળો વ્હેપાર ખીલવટની જે યોજનાઓ રજુ કરે છે, તેને લઇનેજ એક દિવસ જ્યારે લોભને સ્થાને આધ્યાત્મિકતા આવાં મંડળોમાં પ્રસરશે ત્યારે આપણે ગરીબીને મૂળથી દેશનિકાલ કરી શકવા સામર્થ્યવાન થઇશું. જે દરેક શોધવડે મનુષ્યોનું જીવન સહેલ થયું છે તે દરેક શોધ પ્રભુના વિચારનું ભાન કરાવે છે અને એક ધર્મગુરૂ કરતાં તેનો શોધક પ્રભુનો કોઇ પણ રીતે ઓછો પાદરી નથી.

મનુષ્ય માત્ર મહાન્ દૈવી ચેતનની પ્રણાલીકાઓ છે, અને મનુષ્યોદ્વારા જ્યારે તે વહે છે ત્યારે કેટલાક ઓછા અને કેટલાક વધતા પ્રમાણમાં તેઓ તેને ગ્રહણ કરી શકે છે. જીવનની ન્હાનામાં ન્હાની પ્રવૃત્તિમાં પણ તે બળનો ઉપયોગ કરવાની તેમની ફરજ છે એ ઘણાજણ તો જાણતાજ નથી. વ્હેપારી માણસ જો આ સિદ્ધાંત સમજે તો મનુષ્યજીવનના દૈવી મકાનનો પોતે કેટલો મોટો રચનાર છે તે સમજતો થાય. "મ્હારે મારા પિતાના ધંધામાં મંડયા રહેવું જોઇએ" એમ શું કાઇસ્ટે

કહ્યું નથી? તે મહાન પિતા આપણા રાજ્યકર્તા અને ધારાશાસ્ત્રી, રોગ મટાડનાર અને પાદરી તરીકે આપણા જગત્માં ગૂઢપણે વસે છે; અને ભલે અજાયબ જેવું લાગે પણ એ પ્રભુ "વ્હેપારી મનુષ્ય" તરીકે પણ વસે છે. ધંધાની આ ઉચ્ચ દશા થીઓસોફી દાખવે છે અને જે સ્ત્રી યા પુરૂષને માથે ધંધાનો ધર્મ આવી પડયો છે તે દુકાન અને ઓફીસ, કારખાના અને કાઉન્ટીંગ હાઉસનું દરેક કાર્ય "મારા પિતાના ધંધાના" વિભાગ તરીકે કરી તેમાં ઉચ્ચ આધ્યાત્મવાદની ભાવનાઓ પ્રસરાવી શકશે.



## પ્રકરણ ૫ મું



## વિજ્ઞાનમાં થીઓસોફી

---

આધુનિક વિજ્ઞાનના સિદ્ધાંતોને પૂર્ણ મનથી માન્ય રાખવામાં આજ દુનિયાની ધાર્મિક ફીલસુફીઓમાં થીઓસોફી પ્રથમપદે બીરાજે છે. વિશેષમાં, થીઓસોફી નિરીક્ષણશક્તિ તથા બુદ્ધિ ઉપર એટલો બધો આધાર રાખે છે, કે પ્રથમ જેણે વિજ્ઞાનનું કાંઈ પણ શિક્ષણ લીધું હોય એવા થીઓસોફીના કોઇ શોધકને પોતે થીઓસોફીની પદ્ધતિ સાથે એકમય હોય એમ સ્હેજ લાગ્યા વિના રહેતું નથી. એનું કારણ એ નથી કે વિજ્ઞાન અને થીઓસોફીનાં પરિણામો એક છે પણ તપાસની કોઇ ચોક્કસ પદ્ધતિનાં બન્ને પરિણામો છે એજ એનું કારણ છે. આધુનિક વિજ્ઞાનની રીતિ માટે આપણે મૂખ્યત્વે કરીને ફ્રાંસીસ બેકનના ઋણી છીએ; બારીક અવલોકન, વિગતોની પદ્ધતિસર ગોઠવણી અને તે વિષેના અમુક અમુક વિચારોપરથી કુદરતના સામાન્ય સિદ્ધાંતો પર આવવું—આ સર્વપર ભાર મૂકનાર એ પોતે હતા. "ઇંડકૃશન" ની આવી પદ્ધતિવડે આધુનિક વિજ્ઞાન શાસ્ત્રી કુદરતના મહાન મૂળ સિદ્ધાંતો શોધી કાઢવા સમર્થ

નિવડ્યા છે, અને વિજ્ઞાનની શોધોનો વ્હેવારિક ઉપયોગ આપણી સંસ્કૃતિમાં મોટો ફેરફાર કરવા થયો છે.

આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીએ અત્યાર પર્યંત જે વિગતો તપાસી છે તે સઘળી આપણને કુદરતી મહાન યાંત્રિક ક્રિયાથી તથા તેમાં રહેલ અવસ્થાંતરનું ન સમજાઇ શકે એવું વલણ જેને વિકાસક્રમ કહેવામાં આવે છે તેનાથી માહીત કરે છે; અને હમેશાં કાર્ય કરતું આ વલણ (વિકાસક્રમ) ખનીજ, વનસ્પતી તથા પશુયોનીમાં અસંખ્ય રૂપો હયાતીમાં આણે છે. તપાસેલી વિગતો પરથી ધુળની રજથી તે મહાન બુદ્ધિશાળી મનુષ્ય સુધી અસ્ખલીતપણે પહોંચતી જીવનની એક મહાન શ્રેણીનું આપણને ભાન થાય છે.

અલબત, એટલું માન્ય રખાય છે કે જેનાથી મનુષ્યત્વ ઉત્પન્ન થયું છે એવી આ યોજનાનો ન્યાય તેના માત્ર મનુષ્ય સાથેના સબંધથીજ થવો ઘટતો નથી, કારણ કે મનુષ્ય અસંખ્ય વર્ગમાંનો એકજ વર્ગ છે. મનુષ્ય વિષે વિજ્ઞાન શું કહે છે એ જો આપણે વિચારીએ તો આધુનિક વિજ્ઞાનના સામાન્ય રીતે માન્ય રાખવામાં આવતા સિદ્ધાંતો પ્રમાણે મનુષ્ય, પોતાની જાતની એક વ્યક્તિ તરીકે, માત્ર એક જડ આકૃતિ તથા તે આકૃતિ દ્વારા કાર્ય કરી રહેતી શક્તિઓ છે. આ સ્થૂળ આકૃતિ જ્યારે નાશ પામે છે ત્યારે વિકાસક્રમની ગતિમાં જંગલી દશાથી

દૂર અને સુધારા તરફ લઈ જતા પોતાના સંજોગો બદલવાના તેના પ્રયત્નો વડે જે સ્હેજ ફેર કર્યો હોય છે તે સિવાય તેનું કશું પાછળ રહેતું નથી.

વિજ્ઞાનની વિગતો વિષે તેમજ જીવનના સિદ્ધાંતોનું નિરાકરણ કરવાની તેમની પૂર્ણ સત્તા વિષે થીઓસોફી લેશ પણ શંકા લેતી નથી. છતાં પણ આધુનિક વિજ્ઞાનમાં કેટલીક ખામીઓ રહી ગઇ છે તેથી અજનાં વિજ્ઞાનનાં પરિણામો માત્ર જુજ કીમતનાંજ થઈ પડે છે. આ ખામીઓમાંની પ્રથમ એ છે કે મનુષ્ય અમુક અમુક વિશેષ હકીકતો પરથી સામાન્ય સિદ્ધાંત બાંધવામાં ઘણી ઉતાવળ કરે છે; વળી સિદ્ધાંત તરીકે વિગતોના સમુહમાંથી તારવી કાઢેલ પરિણામો જ્યાં સુધી વિપરીત વિગતો રજુ કરવામાં ન આવે ત્યાંજ સુધી સાચાં મનાવાં જોઇએ; એમ છતાં પણ વ્યવહારમાં વિજ્ઞાનશાસ્ત્રીના સિદ્ધાંત આશ્રયો (hypothesis) વિગતોનું સ્પષ્ટીકરણ કરતા હોય ત્યારે પોતાના પરિણામોને ખોટાં પાડે એવી વિગતો હયાતજ નથી એમ તેનું માનવું થઇ જાય છે. તેથી વિજ્ઞાનવાદમાં પ્રમાણભૂત અનુમાનો હયાતીમાં આવે છે જે ખરી રીતે વિજ્ઞાનની પદ્ધતિથી ઉલટું છે. વિજ્ઞાનની પદ્ધતિની આ ખામીનું સચોટ દ્રષ્ટાંત જગતના કાળ વિષે ભૂસ્તર વિદ્યાના સિદ્ધાંતો પૂરૂં પાડે છે. આ સિદ્ધાંતોમાં થોડાજ દશકા પૂર્વે એમ ચોક્કસ કહેવામાં આવ્યું હતું કે જગત્ હજારો વર્ષો થયાં હયાતીમાં આવ્યું છે પણ વિકાસ

ક્રમમાં બીજી વિગતો કરતાં કોઇ પણ રીતે વિશેષ અગત્યની નથી એવી રેડીયમ ધાતુની એકજ મૂખ્ય હકીકતે ભૂસ્તર વિદ્યાના આ સર્વ સિદ્ધાંતો મોટે ભાગે બદલી કાઢયા છે; અને પૃથ્વીનો કાળ હજારો વર્ષથી નહિ પણ કરોડો વર્ષથી ગણાવો જોઇએ એમ કલ્પવામાં વિજ્ઞાન શાસ્ત્રીઓ હવે પોતાને નિર્ભય લેખે છે. પ્રાપ્ત કરેલ ખાસીયતો વારસામાં આપી જવાય છે એવી માન્યતાને લઇને દશકા સુધી વશંપરંપરાના સિદ્ધાંતો સર્વથા સાચા મનાતા હતા, તે એક બીજાું દ્રષ્ટાંત છે; આ માન્યતાને સત્ય માનવાનું કારણ માત્ર એટલુંજ હતું કે આજસુધી એકત્ર કરેલ વિગતો આવા સિદ્ધાંતોથી વિપરીત ન હતી. પણ વટાણા ( Peas ) ની ઉત્પત્તિ સંબંધે જે થોડીક વિગતો શોધી કાઢવામાં આવી છે અને કેટલાંક વર્ષો સુધી જેને ધ્યાનમાં ન લેવા જેવી ગણવામાં આવતી હતી, તે વિગતોએ જૂના સિદ્ધાંતોપર નવોજ પ્રકાશ પાડયો છે અને મેંડેલીઝમ ( Mendelism ) ની વિગતો વડે ડારવીનના સિદ્ધાંતો તદ્દનજ ફેરવાઇ ગયા છે. આધુનિક વિજ્ઞાનની શરૂઆત થઇ ત્યારે બેકનનો વિચાર હતો કે પૂર્વ સિદ્ધાંતો વિગતોને બંધ બેસવામાં ગમે તેટલા પૂર્ણ જણાય છતાં " દ્રાક્ષનો પ્રથમ પાક " કહેવાય છે તેનાથી કોઈ પણ રીતે વિશેષ હોવા જોઇતા નથી; પણ વિજ્ઞાનશાસ્ત્રી જ્યારે પોતાની વિગતો તપાસે છે ત્યારે અંતીમ પરિણામો પર આવવાનું તેનું વલણ હોય છે અને પોતાનાં

અંતીમ પરિણામો જીવન અને પ્રયોગોના વ્યાવહારિક ઉદ્દેશો માટે ઉપયોગી છે, તેથી તેઓ એવી માન્યતા રાખે છે કે મુખ્ય ભાગે તેઓ સાચાજ છે એમ માન્ય રખાવવું જોઇએ.

વિજ્ઞાનનો એક બીજો દોષ તેમની વિજ્ઞાનની પદ્ધતિ કરતાં વ્યકિતગત વિજ્ઞાનશાસ્ત્રીને લીધે વિશેષ છે, અને મનુષ્યમાં રહેલ આધ્યાત્મિક કે અતિપ્રિય સ્વભાવને સિદ્ધ કરતી હોય એવી વિગતો તરફ દુર્લક્ષ કરવાનું વિજ્ઞાનશાસ્ત્રીઓનું જે સામાન્ય વલણ છે, તે આનું સ્પષ્ટ દ્રષ્ટાંત છે. મનુષ્યવિકાસમાં ધર્મશાસ્ત્રોએ જેવાં વિઘ્નો ખડાં કર્યાં છે, તેવાંજ વિઘ્નો આ બાબતમાં સત્ય આગળ વિજ્ઞાન શાસ્ત્રીઓએ પોતાનાં વિજ્ઞાનશાસ્ત્રોને ન છાજતાં વલણથી ખડાં કર્યાં છે. આજ પણ આધુનિક વિજ્ઞાનની હદમાં રહી જે થોડાક વિજ્ઞાન શાસ્ત્રીઓએ મનુષ્યના આધ્યાત્મિક સ્વભાવની વિગતો વિજ્ઞાનની પદ્ધતિએ તપાસી છે, તેઓ જ્યારે પોતાની તપાસનાં પરિણામો પ્રદર્શિત કરે છે ત્યારે વિજ્ઞાનને ન છાજતી વિરૂદ્ધતાના તેઓ ભોગ થઇ પડે છે તેનું મુખ્ય કારણ એ છે કે તેમનાં અનુમાનો પૂર્વ વિજ્ઞાનનાં પરિણામોના મતાગ્રહને ખોટાં પાડતાં હોય છે.

વ્હેવારીક જીવનના સંબંધમાં વિજ્ઞાનનો ત્રીજો અને મુખ્ય દોષ તો એ છે કે વિજ્ઞાનજીવનની એક સાચી ફીલસુફી બક્ષવા પોતાના સ્વભાવથી અસમર્થ છે. જે પ્રત્યેક

રોજ પસાર થાય છે તે પુરાણી વિગતોના સમૂહમાં વૃદ્ધિ કરે છે અને વિજ્ઞાનની એટલી બધી ખાસ શાખાઓ હયાતીમાં આવે છે કે આજ આપણે " ઝાડને લીધે જંગલ" જોઇ શકતા નથી. વિજ્ઞાનની એટલી બધી વિગતો શોધાતી જાય છે કે જો આપણે વિજ્ઞાનશાસ્ત્રીજ ગણાવવું હોય તો વિજ્ઞાનનો દરેક " નિયમ આપણે માત્ર પ્રયોગ રૂપેજ જાહેર કરવો જોઇએ. રેડીયમ જેવી એકજ નવી વિગત " નિયમ " માં અતિશય ફેરફાર કરી શકે. ખરી રીતે તો વિજ્ઞાન માત્ર ક્રિયાનુંજ વર્ણન કરી શકે, તે દિશા દર્શાવી શકતું નથી; સઘળી વિગતો હાજર ન હોવાથી વિજ્ઞાનશાસ્ત્રની રૂએ તે કોઇ પણ જાતનું ચોક્કસ અંતીમ પરિણામ જાહેર કરવાનો દાવો કરી શકે નહિ. તેથી કરીને વિજ્ઞાન ફીલસુફી આપી શકતુ નથી, પણ ફીલસુફી માટે જરૂરની વિગતો પૂરી પાડી શકે છે.

વિશ્વની વિગતોનું હમેશાં સ્પષ્ટીકરણ કરતી હોવાથી થીઓસોફી વિજ્ઞાન જ્યાં અટકે છે ત્યાંથી શરૂ થાય છે. છતાંયે તફાવત માત્ર એટલોજ છે કે થીઓસોફી વિગતોનો વધારે મોટો સમૂહ તપાસે છે અને વર્તનની સાચી ફીલસુફી હોય એવું જીવનનું અંતીમ પરિણામ દરેક વ્યક્તિ પોતાની મેળે શી રીતે શોધી શકે તે તે દર્શાવે છે. નિરીક્ષણની ચોક્કસ કેળવાયલી શક્તિ જે ડીડકશન સામાન્ય નિર્બળ અમુક વિશિષ્ઠ વસ્તુને લાગુ પાડવાની ક્રિયા તેમજ ઇંડકશન (વિશિષ્ટ વસ્તુઓ ઉપરથી સામાન્ય

નિયમ શોધવાની ક્રિયા ) નો ઉપયોગ કરે છે, તે વડે તથા પ્રત્યેક નવી વિગતવડે તેને વારંવાર તપાસી ભૂસ્તર શાસ્ત્રી કે પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાની વિગતોનું શોધન કરે છે તેમ થીઓસોફી પણ તેજ પદ્ધતિએ પોતાની વિગતો એકત્ર કરે છે. થીઓસોફીમાં પુરાણી પ્રજ્ઞાની સુવાસ રહેલી છે અને જેમને **જ્ઞાન સ્વરૂપ જીવન મુક્તો** કહેવામાં આવે છે તેવા મહાન વિજ્ઞાનીક બુદ્ધિવાળા પુરૂષોની આવી રીતિવડે સંભાળપૂર્વક તેનું ગ્રથન કરવામાં આવ્યું છે; આજ વિજ્ઞાનીક જ્ઞાન આધુનિક થીઓસોફી જાહેર કરે છે. વિકાસક્રમની યોજના પુરૂષ અને પ્રકૃતિના બે પ્રકારના વિકાસમાં રહેલી છે એવી પુરાણી વિજ્ઞાનની શોધી કાઢેલ વિગતોના પ્રકાશમાં આધુનિક વિજ્ઞાન પ્રાચીન વિજ્ઞાનથી મુખ્ય ભાગે ભિન્ન પડે છે. દરેક વસ્તુને એક બાહ્ય આકાર હોય છે અને તે જડ આકારને નીભાવનાર ચેતન પણ હોય છે પણ તે ચેતન જડના વિનાશ પછી પણ સ્વતંત્ર જીવન ગાળી શકવા સશક્ત હોય છે. આ ચેતનમાં ચેતનનાં લક્ષણો ભાગ્યેજ જણાતાં હશે જેમકે ખનીજના એક કુકડામાં; અથવા તો જેને આપણે ચેતનના પ્રથમ જંતુઓ કહીએ છીએ તે પણ તે કદાચ દર્શાવે; જેમ કે કુતરાની ટોપી ( fungus ) જેમ વિજ્ઞાન આપણને પ્રકૃતિની ભવ્ય વિકાસ શ્રેણી સમજાવે છે તેમ થીઓસોફી પરમાણુથી માંડી છેક વિશ્વના ઉત્પાદક સુધીની પુરૂષ

અને પ્રકૃતિના વિકાસક્રમની એક તેવીજ ભવ્ય શ્રેણી સમજાવે છે. વિજ્ઞાનના પ્રયોગોની સીમમાં જ્ઞાનસ્વરૂપ જીવનમુક્તોએ અદ્રશ્ય દુનિયા પણ આણી છે અને તે સીમાની હદપર કેટલાક આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ પોતાના પ્રયોગોમાં અત્યારે આવવા લાગ્યા છે.

વિશેષમાં આધુનિક વિજ્ઞાન જે આપી શકતું નથી તે આપવા થીઓસોફી સમર્થ છે અને પુનર્જન્મ તથા વૃદ્ધિની ક્રિયાવડે માનુષી ચૈતન્ય બદલાઇ તે પ્રભુત્વના ગુણો દર્શાવતું ચૈતન્ય થઇ રહે છે. એવા વિકાસક્રમના અંતની સાબીતી એજ થીઓસોફી આપી શકવા સમર્થ છે. આત્માનું અમરત્વ અને ઉચ્ચતર જીવનમાં તેના ચોક્કસ વિકાસ જેવી બાબતો હમેશાં કલ્પિતજ હોવી જોઇતી નથી કારણ કે પ્રત્યેક વ્યક્તિ આ બાબત પોતાની મેળે શી રીતે સમજી શકે તેનું જ્ઞાન થીઓસોફી આપે છે.

આધુનિક વિજ્ઞાનના ઉચ્ચ આદર્શો જે સ્પષ્ટ અને અંગત નહિ એવા નિરીક્ષણ તથા વિચાર પ્રગટાવે છે. તેમાંથી આ " અંતીમ કારણો " ના શોધની રીતિ નીપજે છે. કુદરતને લગતો આ મહાન વિજ્ઞાનિક વિચાર થીઓ-સોફી વધારે વિશાળ પ્રદેશમાં લઇ જાય છે, અને અદ્રશ્ય દુનિયાની વિગતોના વધારે મહાન ઉદ્દેશોને બુદ્ધિ આગળ રજુ કરે છે. પૂર્ણ બંધુત્વના અગ્રપણા નીચે ચાલતી થીઓસોફી કલ્પનાશક્તિનું જે ઉચ્ચ શિક્ષણ આપે છે

તે, ત્યારપછી મન કરતાંયે અધિક મહાન કોઈ નવી શક્તિયે મનુષ્યના ભાન-ચેતન-માં પ્રકટાવે છે અને આ નવી શક્તિ અંતીમ કારણો સમજી શકવા સમર્થ હોય છે. નિપુણ વિજ્ઞાનશાસ્ત્રી કે સાચો થીઓસોફીસ્ટ પોતાના જીવન અવલોકનમાં જ્યારે સ્વભાન ભુલી જાય છે ત્યારે મન કરતાંએ અધિક મહાન શક્તિનું પ્રતિબિંબ પાડે એવો અરીસો ઉત્પન્ન કરે એવી જવલંત શક્તિ તેના મનમાં વિકસે છે. આ નવીન શક્તિને અંતર પ્રતિભા-પ્રેરણા કહેવાથી તેનું સૌથી સારૂ છતાંએ અપૂર્ણ વર્ણન થાય છે. તે કોઇ પણ બાહ્ય ઉપચારોથી પ્રાપ્ત થઇ શકતી નથી પણ મનુષ્યના આંતર સ્વભાવમાંજ તે અવતરેલી હોય છે. હવેજ તેને સત્યની પરીક્ષા કરવાનું ધોરણ મળ્યું છે. કારણ કે બારીકમાં બારીક મનની શંકાઓની પર જઇ તે પોતાની જાતે હવે સત્ય શોધી કાઢવા હવે શક્તિમાન છે. મન પોતેજ પોતાની પર જઇ શકે એટલે સુધી મનનું વિજ્ઞાનીક શિક્ષણ આ પ્રમાણે લંબાવવામાં થીઓસોફી વિજ્ઞાનીક રીતિની ન પુરી શકાય એવી અપૂર્ણતાઓ પૂરે છે, કારણ કે દરેક વ્યક્તિને તે એક એવી અંતીમ સત્ય પારખવાની રીત સીધી અર્પે છે કે જેની ન્યુનતાને લઇને વિજ્ઞાન જીવન અને વર્તનની એક સાચી ફીલસુફી આપી શકતું નથી.

કુદરતી કાનુનો સુધારણામાં જે વ્હેવારીક ફેરફારો કરે છે તેનેજ લઇને માનુષી વિકાસમાં વિજ્ઞાનની મહાન કિંમત ઉદ્ભવતી નથી પણ પોતાની આસપાસના જગત્નું

વિજ્ઞાનીક અવલોકન કરવાનું શીખવાથી જે આધ્યાત્મ શિક્ષણ દરેક વ્યક્તિ મેળવે છે તેની પર પણ તે કીંમતનો આધાર રહેલો છે. કોઇ પણ મનુષ્ય જ્યાં સુધી પોતામાં રહેલ અંતર જ્ઞાનની ઉચ્ચતર ક્રિયા શોધી શકવા મનની પુરતી પવિત્રતા અને પ્રશાંતિ પ્રાપ્ત કરે નહિ ત્યાં સુધી વિજ્ઞાનની રીતિ સિવાય કોઇને પણ ચાલી શકશે નહિ; મનુષ્યના ચૈતન્યને જેમ જેમ અહંભાવ કરવાથી કુદરતની વિગતોનું વધારે ભાવના વિના અને પવિત્રતાથી નિરીક્ષણ થતું જાય છે, તેમ તેમ પોતાના ઉચ્ચતર સ્વભાવને પીછાણવા તેને વિશેષ અને વિશેષ મદદ મળતી જાય છે. આથી કરીનેજ વિજ્ઞાનની રીતિ મનુષ્યના સર્વોત્કૃષ્ટ શિક્ષણ અને તેના આધ્યાત્મિક વિકાસનો એક અગત્યનો વિભાગ છે.

વિજ્ઞાનમાં થીઓસોફી લગાડયાનો અર્થ એ છે કે વિજ્ઞાનની વિગતોનો વિચાર મનુષ્યના સુખ સાધનોમાં વૃદ્ધિ કરવાની માત્ર ઉપયોગી કીમત માટેજ કરવાનો નથી; પણ જે મહાન સમૂહનો પોતે એક અંશ છે તેની એકતા માણસને તે સમજાવે છે તેથીજ મુખ્યત્વે તેનો વિચાર કરવાનો છે. કુદરતની સર્વ કૃતિઓમાં **ઇશ્વરીમન** કાર્ય કરી રહ્યું છે તેનું ભાન થવાથી માણસને જે બળ અને મહત્તા મળે છે તેનાથી અધિક બળ અને અધિક મહત્તા તેને અન્ય કશામાંથીય સંભવિત નથી; કારણકે જ્યારે તે **દૈવી મનનાં** દર્શન થાય છે ત્યારે તે શુભ **સત્ય** અને સુંદર રૂપેજ જણાય છે અને જ્યારે તે ઇશ્વરી મનને

વંદવામાં આવે છે, ત્યારે મનુષ્ય પોતે જ્ઞાન, બળ અને સૌંદર્યમાં હિસે છે. આંખ અને મગજ ઉભય અનુભવી શકે એ ઐક્ય અને પૂર્ણતા ઉપજાવવા કુદરતમાં જે અદ્દભૂત ભાન જણાયું છે તેને મનુષ્યની બુદ્ધિ આગળ રજુ કરવા માટે વિજ્ઞાનની વિગતોના સમૂહ કરવાની ચાલુ રીતિમાં માત્ર સ્હેજ ફેર કરવાની જરૂર છે. થીઓસોફીક વિજ્ઞાનશાસ્ત્રીઓની દેખરેખ તળે કુદરતના રૂપોનો અભ્યાસ ન્હાનાં બાળકોને માટે પણ યોજી શકાય કે જેથી તેનું મન ચેતનનાં દરેક પ્રગટ સ્વરૂપોને પૂજતાં શીખે—પછી તે ચેતન ભલે પત્થર, વનસ્પતી કે પશુમાં હોય. કુદરતની ભૂમિતિપર ખાસ ભાર મુકાવો જોઇએ કે જેના સિદ્ધાંત પ્રમાણે અણુના પરમાણુ ઘડાય છે, પરમાણુના તત્વ ( Element ) ઘડાય છે અને તત્ત્વમાંથી ખનીજ, વનસ્પતી તથા પશુ કોટીના રૂપો ઘડાય છે; રસાયણ શાસ્ત્રની શક્તિઓનોજ અભ્યાસ પુરતો નથી પણ રસાયણ શાસ્ત્રના રૂપો પણ સમજવાં જોઇએ. જેમાં ચાર ત્રિકોણ સમાયલા હોય એવા ઘનાકૃતિમાંથી વીશ સરખી બાજુઓ વાળી જડ વસ્તુઓ નીપજી શકે છે એવી પ્લેટોની ફીલસુફીના જડ પદાર્થોના, સર્વ વસ્તુઓના મૂળ તરીકે અભ્યાસ થવો જોઇએ. ત્યાર પછી, વિજ્ઞાન, સૌંદર્ય અને સત્વના મૂળાક્ષરો રજુ કરશે અને તેના અભ્યાસથી મનુષ્ય દૃશ્ય અદૃશ્ય જગતની તમામ વસ્તુઓમાં દરેક સ્થળે સુંદરતા નીહાળતાં શીખશે. વિશુદ્ધ બુદ્ધિ વિજ્ઞાનની કીર્તિ છે અને જેઓ મનથી વિશુદ્ધ છે તેઓ સદ્દગુણ, સત્ય અને સૌંદર્ય

સ્વરૂપમાં સચેત આનંદ લે છે, જેનું પ્રતિબિંબ તેમના મનમાં પડે છે. પ્રત્યેક બાળકને પોતાની ચોપાસ વસતા કુદરતી જીવનનું અવલોકન કરતાં શીખવવું જોઈએ; તેના અનુભવોના ક્ષેત્રમાં આવી જતી હોય એવી વિગતોમાં તેને રસ લેતાં શીખવવું જોઇએ અને તેના વડીલોએ તેને રફ્તે રફ્તે તેની શોધ અને વિચાર શ્રેણિમાં તેને સંભાળ પૂર્વક આગળ દોરવો જોઇએ કે, પોતાના બાગ બંધનો હોવા છતાં પણ પોતે આખરે અંગતભાવનાથી પ્રેસમા વિનાની નિરીક્ષણશક્તિનો કંઇક ભાગ પોતામાં વિકસાવી શકે. આથી કરી જો તે કદાચ કુદરતમાં રસ લેતાં ન શીખે પણ તે કુદરતના માર્ગને માટે તેનામાં અસીમ માન તો ઉદ્ભવશેજ. વિજ્ઞાનના આવ શિક્ષણવડે જે શક્તિ ખાલે છે તે તેની આખી મગજશક્તિને અસર કરશે અને પોતે જીવનની જે જે શાખાઓમાં જોડાશે તે સઘળીમાં આવા શિક્ષણ સિવાય મેળવી શકયો હોત તેનાંથી વિશેષ સત્ય પોતે ગ્રહણ કરી શકશે. તેનો નૈતિક સ્વભાવ વિશેષ ન્યાયી થશે કારણ કે પોતાના ચુકાદા ( જજમેંટ )માં પોતે ઓછો જુસ્સાદાર—એકપક્ષી—થશે; જનસમાજના અભિપ્રાયો તથા તેમના ખોટા વિચારો અને દ્વેષભાવોની એનાપર ઓછી અસર થશે કારણ કે આવા અસત્ય અને કલ્પીત મુદ્દાઓ સામે વિશેષ સાવધ રહેવાનું વલણ એનામાં હોય છે. મનુષ્યોને જો તેમના બચપણમાં વિજ્ઞાન પ્રમાણે વિચાર કરવાના મુખ્ય સિદ્ધાંતો શીખવવામાં આવ્યા હોત તો જગતમાં ઇર્ષાઓ દ્વેષ, નકામાં ગપ્પાં અને ખોટા વિચારો

ઓછા થયા હોત; આવી નૈતિક ન્યુનતાઓનું મૂળ જે અસત્ય વિચાર છે તેને દૂર કરવામાં આવે તો તેઓ કદી પણ સંભવી શકત નહિ.

વિજ્ઞાનને થીઓસોફીનો સંદેશ છે કે તેણે સત્યની શોધની મદદે પોતાનું સત્યબળ જાગૃત કરવું; કારણ કે જે કુદરતની વિગતો સાથે વિજ્ઞાન પ્રસંગ પાડે છે તે સર્વ મહાન ઇશ્વરી જીવનનાં સ્વરૂપો છે; અને સાચું વિજ્ઞાનીક બળ લઇ જે કોઈ વિગત આગળ ખડો થાય છે તે ખરેખર ખુદ પ્રભુ આગળ ઉભો છે એમ સમજવું; કારણ કે સ્પષ્ટપણે ખ્યાલ કરવામાં આવે તો વિગત, સુખ અને વૃદ્ધિ માટે જે સઘળી વસ્તુઓ મનુષ્યને આવશ્યક છે તે સર્વ જેમાં વસતી હોય એવા મહાન સત્યનો એક અંશ છે. જે પ્રમાણે વિજ્ઞાનશાસ્ત્રી પોતાની આદર્શ રીતને વધારે સાચો થતો જાય છે, તેમ તે, નામથી નહિ તો સત્ય રીતે, વધારેથીઓસોફીસ્ટ બનતો જાય છે; તેવીજ રીતે માણસ જેમ વધારે સાચો થીઓસોફીસ્ટ બનતો જાય છે, તેમ તે વધારે વિજ્ઞાનશાસ્ત્રી પણ બનતો જાય છે.

---

## પ્રકરણ ૬ ઠું

## કળામાં થીઓસોફી

વિચાર અને લાગણીની મહાન શક્તિઓ મનુષ્ય જેમ જેમ કેળવતો જાગ છે તેમ તેમ જીવનમાં કળાનું સ્થાન હરરોજ વિશેષ અગત્યનું થતું જાય છે. સંસ્કૃતિ જેમ વધારે ઉન્નત તેમ કળાની અસર તેમાં વધારે બળવાન હોય છે અને કળામય ભાવનાઓ તથા તેને પ્રદર્શિત કરવાની મનુષ્યની શક્તિ અનેક રીતે તેના વિકાસનું ધોરણ બને છે. થીઓસોફીના દૃષ્ટિબિંદુથી કળા શું છે તે તપાસીશું એટલે આનું કારણ સમજાશે.

હવે આપણું સઘળું જીવન કાર્ય પ્રત્યે વહે છે; ઉંડા ધ્યાનમાં પણ માણસ કાર્ય કરી રહ્યો છે, અને માત્ર સ્થૂળ કુદરતના સમતોલપણાને હલાવે છે તેના કરતાં વિશેષ બળથી ખરી રીતે તો એ કાર્ય કરી રહ્યો છે. દરેક કાર્ય માનસિક કે હૃદયીક બળનું અંતીમ પરિણામ છે. વિચારમાંથી કાર્ય ઉત્પન્ન થાય છે એટલે વિચારને અસત્ય નહિ પણ સત્ય વસ્તુઓ સાથેજ સંબંધ હોય તો તે કાર્ય સારૂં અને ન્યાયપૂર્વક હોય છે. વિચાર જો સત્યમાંજ સુદૃઢ થયેલો હોય તથા કુદરતની વિગતોને સર્વ પાસા બંધબેસતો હોય તો તે કાર્ય સત્ય અને વ્યક્તિ તથા

સમાજ ઉભયને હિતકર હોય છે. મનને વિશુદ્ધ કરી તથા તેને સત્યનિષ્ઠ થાય એવું કેળવી સત્ય કાર્યો ઉત્પન્ન કરવાં એ વિજ્ઞાનની ફરજ છે.

બીજી બાજુ કળાનું કર્ત્તવ્ય છે કે સત્યભાવનાઓ દ્વારા સત્ય કાર્યો ઉત્પન્ન કરાવવાં અને કળા મનુષ્યના ઉંચામાં ઉંચા આત્મપ્રદર્શનની ઘણી રીતે સંકલના હોવાથી; એટલું તો સ્પષ્ટ છે કે આપણી માનુષી લાગણીઓમાં ભાવનાની પરંપરા છે જે વડે અતિશય વિવેકી ( Discrtiminating ) મન કરતાં પણ વધારે ઝડપથી સત્યને શોધી શકવા આપણે સમર્થ થઇએ છીએ. પોતાની કેટલીક ઇચ્છાઓને લીધે વાસનાસ્વભાવમાં મનુષ્ય પશુને મળતો છે; છતાંએ એનામાં એવી કેટલીક ભાવનાઓ હોય છે, જે શક્તિના ગુપ્ત હોજને ખુલ્લો કરી તેને પોતાના સંજોગોનો પૂર્ણ માલીક બનાવે છે. આવી ઉમદા લાગણીઓ સાથેજ કળાને સંબંધ છે. સૂર્યાસ્તના સૌંદર્યની સચોટ લાગણી એકજ પળમાં આપણા પૂર્વ ભવના અનુભવો તાજા કરે છે અને તેમને આપણી ભાવનાઓ આગળ વિશાળ અને અનિશ્ચિત સિદ્ધાંતોના રૂપમાં રજુ કરે છે; અમુકજ રાગમાં ગવાયેલ સંગીતની એકજ કડી આપણા વાંચ્છિત કે ગુમ થયેલ સ્વર્ગની ઝાંખી કરાવી શકે છે; અનંત સત્યની શોધમાં સર્વ ફીલસુફીઓ આપણને જ્યાં દોરી જાય છે ત્યાં મનુષ્યની મુખમુદ્રાનું સૌંદર્ય આપણને દોરી જવા સમર્થ છે. બુદ્ધિના સર્વોત્કૃષ્ઠ વિકા-

સથી પ્રદર્શિત થયેલાં આવાં અંતીમ પરિણામો આપણી ભાવનાઓદ્વારા પણ તેટલાજ પ્રમાણમાં અને કેટલીક વેળા તો વધારે ગંભીરતા અને વધારે સત્યતાથી આપણને મળે છે.

કળાને વાસ્તે આવશ્યક સાચી લાગણીઓની ક્રિયા થીઓસોફી આપણને સમજાવે છે. મનુષ્યની અંદરથી જોઇએ તો લાગણીએ ક્ષણિક ઉભરો છે, પણ મનુષ્યની બહારથી જોવામાં આવે તો તે વાસના શરીરના નામથી ઓળખાતા સૂક્ષ્મ શરીરની ગતિને હલાવનાર છે. વસ્તુઓની પવિત્રતા, બંધારણની કોમળતા અને સૂક્ષ્મ શરીરની નમન શીળતાપર માણસની લાગણીઓનો સ્વભાવ અને તેથી કળા માટેની તેની શક્તિ અવલંબી રહ્યાં છે. થીઓસોફીમય કળા પ્રથમ તો લાગણીઓની શુદ્ધિ અને તેની ખીલવટપર ધ્યાન આપે છે. સૂક્ષ્મ શરીર પોતાની લાગણીઓ માટે મોટે ભાગે સ્થૂલ શરીરદ્વારા પહોંચતા દબાણપર અવલંબી રહ્યું છે તેથી સ્થૂલ શરીરની શુદ્ધિ પ્રથમ અગત્યની છે. જેવો આહાર તેવું શરીર બંધાય છે; જો ખોરાકમાં કોઇ પ્રાણીનું માસ હોય તો શરીરને એક હલકું તત્વ મળે છે. જે સૂક્ષ્મ—લાગણીઓનું—શરીરના તત્વને અસર કરે છે. ખોરાક જો પવિત્ર અને સારો હોય તો સ્થૂલ શરીરનું ઉંચુ તત્વ સૂક્ષ્મ શરીરમાં કોમળતા અને પવિત્રતા પ્રસરાવે છે. મહાન કળાશાસ્ત્રીઓનાં શરીર હલકાં હતાં એમ થીઓસોફીની દૃષ્ટિએ તો સત્ય છે છતાંયે તેઓ કળાના ઉત્પાદક

હતા. પણ એનો અર્થ એ છે કે હલકાં થયેલ સ્થૂલ શરીરોદ્વારા તેમની ઉત્પાદક શક્તિના કેટલાક ભાગનો જો વ્યય થયો નહોત તો તેઓ હજુ પણ વિશેષ ઉત્તમ કળા કરી શકત. ઇચ્છાશક્તિવડે કુદરતના કાયદાનું બળ ઓછું કરવામાં આવે તોપણ સામાન્ય સિદ્ધાંત તો એજ છે કે જેમ સ્થૂલ દેહ વિશેષ પવિત્ર તેમ લાગણીઓ વિશેષ તીવ્ર અને તેથીજ કળાને માટે મહાન શક્તિઓ સંભવી શકે છે.

વળી, લાગણીઓને એવી કેળવવી જોઇએ કે તે વિશુદ્ધ થાય એટલે કે મલીનતા ઉત્પન્ન કરનાર પ્રત્યે બેદરકાર અને પવિત્રતાને સેવનાર પ્રત્યે તીવ્ર થવી જોઇએ. તરતજ પ્રશ્ન ખડો થાય છે કે પવિત્રતા એટલે શું? સદ્ગુણ તરીકે પવિત્રતા શું છે એ પ્રશ્ન બાજુએ મુકીએ તો કળાના ક્ષેત્રમાં પવિત્રતાનો અર્થ સૌંદર્યની સાચી કદર એવો થાય છે. આદર્શ સૌંદર્ય જે ચિરસ્થાઇ ધોરણ છે તેનો અત્યારે વિચાર કરવાનો નથી; કારણ કે તે આદર્શ સૌંદર્યનું જગતમાં કાંઇક જ્ઞાન છે અને જીવનના વ્યાવહારિક કાર્યો માટે સામાન્યરૂપ કે કદ્રુપતા અને સૌંદર્ય વચ્ચે વિવેક કરવો કઠણ નથી. આટલું સમજવાની ખાસ જરૂર છે કે કળાના સ્વભાવ વિકાસને માટે કદ્રુપતાનો નિશ્ચયપૂર્વક ત્યાગ અને સૌંદર્ય સાથે સતત સંગતિ રાખવાની આવશ્યકતા છે. ઘર અને રસ્તાઓની વસ્તુઓપરની લીંટીઓ આપણા સૂક્ષ્મ શરીરને અને આપણા ભાવના સ્વભાવને કેવી અસર કરે છે તેનો આપણને લેશ પણ ખ્યાલ નથી; રંગ અને આ-

વાજની અનિયમિતતા, લીંટી અને આકૃતિની અશુદ્ધિ આપણા સ્વભાવની નૈતિક ખામીઓ વધારે અને માનસિક બળને નબળું પાડે એવો એક તાર આપણામાં દાખલ કરે છે. મનુષ્યોને સદ્ગુણી થવું વિકટ લાગે છે તેનું મુખ્ય કારણ એ છે કે તેમની આસપાસ સૌંદર્યની ન્યુનતા જામી રહી છે; જેમ ધુળ અને હવામાં બેકટેરીયા અને બીજા જંતુઓ ભિન્ન ભિન્ન પ્રકારના રોગ ઉત્પન્ન કરી મનુષ્યની શક્તિ ઘટાડે છે તેમ અદ્રશ્યપણે તેટલીજ હાનિકારક રીતે હૃદયીક બેકટેરીયાનું ટોળું—લીંટીઓ, આકૃતિઓ, રંગ તથા અવાજનું કઢંગાપણું આપણી લાગણીઓને અસર કરી તેમાં આત્માની શક્તિ ચુસી લે એવો ભયાનક નૈતિક રોગ પેદા કરે છે. આ છુપા ચેપની ગંભીરતા વિષે સુધારાએ લોકોને જાગૃત કર્યા નથી; આપણે તેનાથી ટેવાઇ ગયા હોઇ તેનાથી અજ્ઞાત રહીએ છીએ છતાં તે તો હરહમેશ બન્યાજ કરે છે. પણ ખરાબ અને કઢંગી ટેવ પડી જાય એવો સ્વભાવ આત્માનો કદી પણ હોતો નથી; આંતર દબાણ બાહ્ય આવેશમાં પ્રદર્શિત થાય છે; અને જેમ બાળકના ચીડીઆપણાનું કારણ અયોગ્ય રીતે ખવરાવવામાં આવ્યાથી તેના શરીરમાં થયેલ ઇજા કે ટાંકણી વાગ્યાથી તેને થયેલ વેદનાને લીધેજ હોવું જોઇએ તેમ માણુસના બદી તરફના વલણનું પણ તેવુંજ સમજવું. મનુષ્યોના ગુન્હાઓને માટે જીવનનું દ્રશ્ય કે અદ્રશ્ય કઢંગાપણું જવાબદાર છે અને કેટલીક વેળા તો તે તેમની ગુન્હાની વૃત્તિઓ કરતાં પણ વધારે જવાબદાર હોય છે.

આપણી આસપાસનો દરેક પદાર્થ આપણી લાગણીની શક્તિને નિષ્ઠુર કે હલકી કરી યા તેને જુસ્સાદાર કે વિશેષ તીવ્ર બનાવી અદ્રશ્યપણે અસર કરે છે તેથી જીવનમાં કળાના સ્થાનનો વ્યવહારિક અર્થ એ છે કે પ્રત્યેક મનુષ્યના સંજોગોની પુનઃ રચના થવી જોઇએ. આ જાતની સુધારણા ખાસ કરીને બાળકો માટે જરૂરની છે કારણકે પુખ્ત ઉમ્મરે પ્હોંચેલાઓનાં સૂક્ષ્મ શરીર કરતાં બાળક અને યુવાનોનાં સૂક્ષ્મ શરીરને બાહ્ય અસરો વધારે પ્રમાણમાં ગ્રહણ કરી લે છે. જન્મકાળથીજ બાળકોની આસપાસની સર્વ વસ્તુઓ સૌંદર્યના પાસ વાળી હોવી જોઇએ; ભીંત, સીલીંગ તથા ફરનીચરના રંગ વાંકીયાં તથા લીટીંઓ લક્ષપૂર્વક એવાં રચવાં જોઇએ કે તે બાળકની લાગણીઓને અસર કરે. રસ્તામાંથી વીણી લીધેલી કઢંગી વસ્તુઓ, સૌંદર્ય રહિત જમીનના ટુકડા, તથા તાલ વિનાના સુર આપણી ખાતર નહિં તો બાળકોની ખાતર પણ આપણાં શેહેરોમાંથી બરતરફ કરવાં જોઇએ. સ્થૂળ શરીરના રક્ષણાર્થે આપણે આરોગ્યપર ભાર દઇએ છીએ તો આપણા ઉંચા શરીરોની તીવ્રતા તથા આરોગ્યના રક્ષણાર્થે નૈતિક આરોગ્ય પર પણ એટલાજ પ્રમાણમાં શા માટે ભાર ન મૂકવો જોઇએ?

આ પ્રમાણે, લાગણીની પવિત્રતા સતભાવનાનું પ્રથમ તત્ત્વ છે; અનુકંપા બીજું તત્ત્વ છે. મનુષ્યોના શોક અને

આનંદના વધારે વિશાળ વિશ્વનું પ્રતિબિંબ તેમાં પડયું હોય ત્યાં સુધી કોઈ પણ ભાવનાને સદ્ભાવના કહી શકાય નહિ. બ્બાને ઉત્પન્ન કરનાર ઉચ્ચતર તીવ્રતાને પ્રાપ્ત કરવી હોય તો પ્રત્યેક લાગણીમાં સમસ્ત મનુષ્ય જાતિની એવીજ ભાવનાઓનો થોડા પ્રમાણમાં પણ સમાવેશ થવો જોઇએ. " કળાને ખાતર કળા " એમ કહેવાનું તાત્પર્ય એવુંજ હોય કે કળા અને સૌંદર્યની એક એવી સૃષ્ટિ વસે છે જેને મનુષ્ય જાતિના વિશ્વ સાથે સંબંધ નથી. તો " કળાને ખાતર કળા " જેવી વસ્તુ છેજ નહિ, સર્વોત્કૃષ્ટ કળાની ડાળીઓ તેનાં પુષ્પોને સ્વર્ગ સુધી ઉંચાં ધરી શકે છતાં તેનાં મૂળ તો જાણ્યે અજાણ્યે મનુષ્ય હૃદયમાંજ રહેલાં છે બીથોવનના ગાનની ઉંચામાં ઉંચી સંગીતમય કડીઓનું પ્રતિબંબ તો મનુષ્યની ભાવનાઓમાંજ રહેલું છે. કળા શાસ્ત્રીની લાગણીઓ મનુષ્યોની વેદના, તેમની આશાઓ અને તેમનાં સ્વપ્નાંઓ સાથે જેમ જેમ વધારે અનુકંપા વાળી થતી જાય તેમ તેમ તેનો દૃષ્ટિપટ પણ વધારે ને વધારે વિસ્તારવાળો થતો જાય છે અને તેની કળામય સૃષ્ટિઓ જગતમાં વધારે ને વધારે સમજાતી જાય છે. આથી એટલું સિદ્ધ થાય છે કે કળાશાસ્ત્રીએ નિરીક્ષણ, ધ્યાન, મુસાફરી તથા વ્યવહારિક સેવાવડે પોતાની અનુકંપાને ખીલવવી જોઈએ, પોતાની વિશુદ્ધ લાગણીઓને પોતે લક્ષપૂર્વક પોતાની કળાના હથિયારરૂપ વાપરતો હોય છતાંએ લાગણીઓને વિશાળ અને વિશુદ્ધ બુદ્ધિનો ટેકો

હોવો જોઇએ. મનુષ્યોની સામાન્ય લાગણીઓ તથા "મનુષ્યો માટે ઇશ્વરી યોજના' જેનું મનન પવિત્રતા અને જ્ઞાનનું અચળ કારણુ છે, તે શું છે એ સમજાવનાર થીઓસોફીના જ્ઞાન સમાન કળાશાસ્ત્રીને બીજો મોટો લાભ હોઇ શકે નહિ.

સ્વભાવથી ખુદ કળા સ્વભાવનો વિકાસ થવો થોડા નાજ ભાગ્યમાં હોય છે, છતાં એવું એક પણ સ્ત્રી, પુરૂષ યા બાળક જન્મ્યું નથી કે જેનામાં કળામય ભાવના અને તેને દર્શાવવાની ચોક્કસ શકિત રહેલી ન હોય. સૌંદર્યને સત્કારવાના બાળકમાં રહેલ છુપા વલણને હરેક પ્રયત્ન વડે જાગ્રત કરવું જોઇએ; તેની ચોપાસ સુંદરતા વાળા પદાર્થો રાખવા જોઇએ. એટલુંજ નહિ પણ સુન્દરતાવાળી વસ્તુઓ શી રીતે ઉત્પન્ન કરવી તે એને શીખવવું જોઇએ તેના સ્થૂળ શરીરની શકિતઓને નૃત્ય વડે સપ્રમાણુ અર્થ શીખવવો જોઇએ. ડ્રોઇંગ વડે તેની આંખ અને તેના મગજને કેળવવું જોઇએ. ભાષા અને સંગીતમાં પવિત્ર ઉચ્ચાર કોને કહેવાય તે પણ એને સમજાવવું જોઇએ; અને કાવ્ય તથા ભાવનાત્મક સંગીતદ્વારા તેની કલ્પના-શક્તિને કેળવવી જોઈએ. બાળકોનાં શરીર નીરોગી છે કે નહિ એની તપાસ રાખવી જેમ માબાપની ફરજ છે તેમ પોતાના બાળકોના "ટેસ્ટ" શોખ સુધરેલા છે કે નહિ એની તપાસ રાખવી તે એમની ઓછી ફરજ નથી. બા-ળકોની તીવ્ર લાગણીઓ અને તેમના બગડયા વિનાના

સ્વભાવ આગળ સર્વોત્કૃષ્ટ ટેસ્ટ સિવાય અન્ય કાંઈ રજુ કરવામાં ન આવે તો મનુષ્યમાં રહેલ દૈવીચેતનના વિકાસને અધિક પ્રોત્સાહન મળે છે, કારણ કે કળા જેટલા પ્રમાણમાં આત્માના ગુહ્ય બંધારણનું તત્વ છે, તેટલા પ્રમાણમાં તે તેની શક્તિ નથી. વિકાસક્રમની યોજનામાં વનસ્પતિની તીવ્રતા આગળ પત્થરની જડતા જેમ દબાઇ જાય છે અને પશુ યોનીના ઉછળતા જુસ્સા આગળ વનસ્પતીની મોઘમ લાગણીઓ જેમ હારી જાય છે તથા પશુના અસંયુક્ત વિચારોનો ઉપલા દરજ્જાવાળા મનુષ્યના સંયુક્ત વિચારો આગળ પરાભવ થાય છે તેમ મન દ્વારા જ્ઞાન મેળવવાની મનુષ્યની શક્તિએ અંતરજ્ઞાનવડે જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ આગળ નમતું મુકવું જોઇએ. ઘણા માણસોમાં આ પ્રેરણાશક્તિ (અંતરજ્ઞાન) જાગૃત થયેલી હોતી નથી અથવા તો તેનું ઝાંખું દર્શન થયેલું હોય છે; અંતરજ્ઞાનની પૂર્ણ જ્યોત વડે જીવનને સમજવું એ મનુષ્ય વિકાસનું બીજું પગથીયું છે. તેથીજ કળા સ્વભાવની ખીલવટ પ્રત્યેક મનુષ્ય માટે ખાસ અગત્યની જણાય છે; વિચાર પુરા પાડી શકે તેના કરતાં વિશેષ ગતિવાળી તથા વિશેષ પૂર્ણ અંતરજ્ઞાનની રીતિવડે તેઓ પોતાનુ જીવન કાર્ય કરવા શક્તિમાન નીવડે છે. એટલું તો સત્ય છે કે અતી ભવ્ય વિચારો તેની નિઃસ્વાર્થતા તથા સેવાભાવને લઇને પ્રેરણાના પ્રદેશમાં પ્રવેશે છે; કળામાં પ્રદર્શિત થયેલ પવિત્ર પ્રેરણા જીવનના પ્રશ્નો પર જે દીર્ઘ દ્રષ્ટિ દાખવે છે

તે ખાસ કરીને મહાન ફીલસુફી પણ દાખવે છે. પણ મનુષ્યોના વિચાર સ્વાર્થરહિત કરવા કરતાં તેમની લાગણીઓ પવિત્ર અને અનુકંપાવાળી બનાવવી વધારે સહેલ છે તેથી વિજ્ઞાન અને ફીલસુફી મનુષ્યના શિક્ષણ માટે અગત્યનાં હોવા છતાં તેમની કળામય લાગણીઓને સતેજ કર્યાથી તે શિક્ષણ વધારે ઝડપથી મેળવી શકાય છે.

મનુષ્યની ચોપાસ સૌંદર્ય રાખ્યાથી તથા તેનો પ્રત્યુત્તર વાળવા તેમને શીખવ્યાથી તેમનું અંતરજ્ઞાન જાગૃત થાય તો વિજ્ઞાન જાહેર કરી શકે તેનાથી વિશેષ ઉન્નત અને વિશેષ સ્થાઇ સિદ્ધાંત તેઓ પ્રાપ્ત કરી શકે છે. અંતરજ્ઞાનવડે કરેલ સત્યના દર્શનનો મહાન લાભ એ છે કે તે હમેશાં વિવિધતામાંથી એકતા તરફ જનારૂં હોય છે; પ્રેરણાવડે શોધી કાઢેલ જીવનનું દરેક સત્ય સત્યના સમૂહ સાથે જોડાયલું હોય છે, અને મનુષ્ય એકજ સીધે માર્ગે રહી પોતાની શોધ આગળ વધારી શકે છે. ઉંચામાં ઉંચી કેવળ માનસિક રીતિ કરતાં અંતરજ્ઞાનવડે એક કેંદ્રમાં રહી વસ્તુઓની ગતિ વિશેષ સ્પષ્ટતાથી નિહાળી શકાય છે.

કળાનું આંતરબળ જો સમજાય અને તેનો લક્ષપૂર્વક ઉપયોગ થાય તો જીવનમાં તેના જેવી દયામય ભાવના પેદા કરનાર વસ્તુ બીજી કોઈ ભાગ્યેજ હોય છે. કળા જે દરેક લાગણીને ઉત્પન્ન કરે છે તે વિશ્વવ્યાપી લાગણીના વર્તુળ કે જેમાં અન્ય સર્વ મનુષ્યજાતિની લાગણીઓ

પણ સમાઇ જાય છે તેના વિભાગ સમાન છે. દરેક કળા મય રચના માત્ર કલ્પિત તર્ક નહિ પણ વિચારોના દૈવી વિશ્વના દ્વાર સમાન રચના—તેના ઉત્પાદકને સર્વ મનુષ્ય સાથે સંયુક્ત કરે છે, ખરી મનુષ્યજાતિ સાથે તેનાં સંલગ્ન કરે છે.

જીંદગી દરમ્યાન વિચારવિશ્વનું કે ભાવનાપ્રદેશનું કળાનું એકજ કાર્ય કરવા શકિતમાન હોય એવા જીવાત્માએ પોતામાં રહેલ કળાની શકિતના પ્રમાણમાં સમસ્ત મનુષ્યજાતિ સાથે સાંકળ જોડે છે; જ્યારે મહાન કવિ, ચિત્રકાર, શિલ્પશાસ્ત્રી કે સંગીતશાસ્ત્રી મનુષ્યોને પ્રભુ સાથે જોડી તેમના અહરનિશ ધર્મગુરૂ સમાન બની રહે છે. કળાની એકતા કરવાની આ શક્તિને મનુષ્યો હજુ સંપૂર્ણ રીતે સમજી શકયા નથી; સંસ્કૃતિ જ્યારે દરેક સ્થળે આપોઆપ કળામય બનશે ત્યારે બીન ઉદારતા અને દોષનો નાશ પામ્યા વિના રહેશે નહિ, કારણ કે કળાને ચાહવી એ જે **સમગ્ર વસ્તુના આપણે** પણ રજ જેટલા ભાગ છીએ તેને ચાહવા સમાન છે અંતમાં કળામય વિકાસદ્વારા એક એવી શોધ રહેલી છે જે શોધકના જીવનમાં તદ્દન ફેરફાર કર્યા વિના રહેતી નથી. ઉપર સમજાવ્યા મુજબ જ્યાં લાગણી અને સહાનુભૂતિની શુચિતા હોય છે ત્યાં એક ભવ્ય અહંભાવના રહીત સ્થિતિ **Impersonality** પરિણમે છે. વિજ્ઞાનીક વિચારવડે સ્વાર્થ રહિત થયાનું પરિણામ કળા-

શાસ્ત્રી પણ જ્યારે પોતાની કળા ઉત્પન્ન કરતો હોય ત્યારે તે પરિણામને પ્રાપ્ત કરી શકે છે; સર્વ મહાન કળાશાસ્ત્રીઓ એકમતે કહે છે કે પ્રેરણાના મહાન અવસરે પોતાના લઘુ આત્માના સઘળા વિચારો અદ્રશ્ય થઇ જાય છે. કળાશાસ્ત્રીનો લઘુ આત્મા જ્યારે આ પ્રમાણે અદ્રશ્ય થઈ જાય છે, ત્યારે તેજ વખતે અવર્ણનીય વ્યક્તિ એક વિશાળ **આત્મા** તેના જીવનમાં પ્રવેશે છે, તેની કળાનો ગુરૂ અને તેના જ્ઞાનમાં અનુપમ છે એવી આ વ્યક્તિની શોધ એજ કળાશાસ્ત્રીના જીવનનો મહાન બનાવ છે. સમાધિસ્થ ધ્યાનદ્વારા મનુષ્યની શાશ્વત નિર્ભયતા અને તેના અનાશવંત સ્વભાવનું જે ભાન ધર્મો કરાવવા મથે છે, તેજ ભાન કળાશાસ્ત્રીનું મોક્ષ છે; પોતાના ઉત્પાદક જીવનની કદાચ થોડી જ ઘડીઓએ કળાશાસ્ત્રી આ મહાન શોધ કરતો હશે, પણ પોતાના સતત કળાજીવનમાં શોધની હરેક પળ માઇલસૂચક પત્થર Mile Stone સમાન છે અને માત્ર એક પણ વખત આ વ્યક્તિને ઓળખવામાં આવે ત્યાર પછીથી સઘળા જીવનને માનુષી ચક્ષુઓ કરતાં બીજાં વધારે વિશાળ ચક્ષુઓ વડે જોવાનું કામ શરૂ થાય છે.

જે કળાશાસ્ત્રીઓને આ દર્શન થયું છે તેઓ એક યુગના નહિ પણ સર્વ કાળના છે અને આ ફાની જગતના કાળા બનાવો ઉપર પોતાનાં નવરંગી કિરણોનો પ્રકાશ પાડતી એક આદર્શ સૃષ્ટિ તેમની આસપાસ આવી

રહેલ હોય છે. આ સૃષ્ટિ આપણી આસપાસ પણ હમેશાં હોય છે પણ એની સમગ્રતા અને ભવ્યતામાં એ કેવી છે એ તો માત્ર મહાન કળાશાસ્ત્રીઓજ વર્ણવી શકે. છતાંયે દરેક મનુષ્ય પોતાની લાગણીઓને જેટલા પ્રમાણમાં પવિત્ર, અનુકંપામય તથા જ્ઞાન વ્હેવરાવતી કરી શકે તેટલા પ્રમાણમાં તેઓ તે સૃષ્ટિની ઝાંખી કરી શકે છે. પોતાના પ્રમાણિક હૃદય અને નિર્દોષ કરવડે એક બાળક પણ એટલો વખત એક સાચો કળાશાસ્ત્રી બની તે વિશ્વની ઝાંખી કરી શકે; વાદળાંઓના રંગમાં, સમુદ્રની ભુરાશમાં અને મોજાંઓના ઘુઘવાટમાં તેની ઝાંખી થાય છે. પર્વતોની હારમાળા તેનાં પ્રતિબિંબ પાડે છે, અને દરેક સરોવરદ્વારા, સંધ્યાકાળે ખેતગોદ્વારા, ઝાડી અને જંગલદ્વારા એ વિશ્વ આપણા મન અને હૃદયમાં પ્રકાશી રહે છે. મિત્ર અને પ્રિયતમાની મુખાકૃતિ એનું પ્રતિબિંબ છે; સંગીતના સૂર આપણને ફરી ફરીને તેનું ભાન કરાવે છે. જેમાં આપણા અનાશવંત સ્વભાવનાં મૂળ રોપાયાં છે એવું એ મહાન સત્ય માત્ર મૃત્યુ પછીજ—કોણ જાણે છે?—સમજી શકાય એટલું દૂર નથી. જેમ સઘળા વિરહ અને મૃત્યુનું પણ એજ કારણ છે તેમ હરેક શાંતિનું પણ એજ મૂળ છે એવું એ સત્ય હમેશાં આપણી પાસેજ છે અને જે સઘળાઓ તેનાં દ્વાર શોધી રહ્યા છે તેમને માટે તે દ્વાર ખોલવાની ચાવી પણ કળાની પાસેજ છે.

## પ્રકરણ ૭ મું



## રાજ્યમાં થીઓસોફી

ધાર્મિક શિક્ષણના દરેક મહાન સિદ્ધાંતે જનસમૂહથી બંધાયલા વ્યવસ્થિત રાજ્યોપર જેટલી અસર કરી છે, તેટલાજ પ્રમાણમાં તેઓ જીવંત રહ્યા છે કે નાશ પામ્યા છે. કોઇ પણ ધાર્મિક શિક્ષણનું વ્યક્તિ પરત્વે જે મૂલ્ય હોય તે સમાજને પણ લાગુ પડયા વિના રહી શકતું નથી; કારણ કે મનુષ્ય સામાજિક બંધારણનો એક અંશ છે. થીઓસોફીનાં કેટલાંક સાદાં સત્યો સમજ્યાથી મનુષ્યના સ્વપરત્વેના વિચારો જેમ ફેરવાય છે તેમ સાચા રાજ્યના બંધારણની ભાવનાઓ જ્યારે થીઓસોફીની દ્રષ્ટિએ તપાસવામાં આવે છે ત્યારે પોતાના જાતિબંધુઓ પ્રત્યે મનુષ્યનું વર્તન એકદમ બદલાઇ જાય છે.'

કારણ કે આજ આધુનિક રાજ્ય શું છે ? શીયાળ અને વરૂ જેવા જનાવરોના ટોળાથી એ મુખ્યત્વે થોડુંજ ભિન્ન છે. એક સામાન્ય દુશ્મન સામે પોતાનું રક્ષણ કરવાનો અને સહેલાઇથી પોતાનો ખોરાક મેળવવાનો ઉદ્દેશ જેમ આ ટોળાંઓનો હોય છે તેજ પ્રમાણે હુમલાઓ સામે પોતાનું રક્ષણ કરવું અને આજીવિકાનાં સાધનો વધારવાં એજ આધુનિક રાજ્યનો મુખ્ય ઉદ્દેશ છે. રાજ્યમાં આજ

આ ટોળાની નતિ પ્રસરી રહી છે; કોઇ પણ વ્યકિત જે રાજ્યના બચાવની કે તેના હુમલાની શકિત સંકોચે અથવા ખોરાકનો જથ્થો ઘટાડે તેને રાજ્યના શત્રુ તરીકે લેખવામાં આવે છે. આથીજ ગરીબ અને કાયદાના ભંગ કરનાર પ્રત્યેનું આપણું વ ણુ હયાતીમાં આવ્યું છે. ગુન્હેગારે નાગરિક તરીકેના પોતાના હક્કો ગુમાવ્યા હોય એમ માનવામાં આવે છે અને તેને સજા કરવામાં આવે છે, તેનો મોટો હેતુ તેને સુધારવા કરતાં બીજાઓને ગુન્હાથી અટકાવવાનો હોય છે; તેણે શાથી ગુન્હો કર્યો છે અને તેનો ગુન્હો જે સંયોગોથી સંભવિત બન્યો તે સંજોગો માટે કોણ જવાબદાર છે તે આપણે તપાસતા નથી. ગરીબ માણસ જીંદગીમાં નિષ્ફળ નીવડયા પછી સંસ્કૃતિના કચરાના એક ભાગ સમ લેખાય છે અને રાજ્ય પોતેજ તેના દારીદ્રનું કેટલે અંશે કારણ છે તે આપણે તપાસતા નથી. લશ્કર અને નૌકાસૈન્ય આધુનિક સુધારણાનો એક ખાસ ભાગ છે અને જો કોઈ રાજ્ય બીજાં બધાં રાજ્યોનું અનુકરણ કરવા અનાદર કરે તથા સંહાર કરવા પુરતી રીતે સજ્જ ન થાય તો તે રાજ્યનું દુર્ભાગ્ય સમજવું ! રાજ્યની આપણી સામાન્ય ભાવનાઓમાં ઘણા લોકો એમ માને છે કે રાજ્યના ભલાને ખાતર વ્યકિત એક દબાવી દેવા જેવું પ્રાણી છે, અને પાડોશના રાજ્યોને હરીફ સમાન જોવામાં આવે છે કે જેની દુશ્મનાવટ સામે રાજ્યે હમેશ સાવધ રહેવું જોઇએ. રાજ્યના પ્રશ્નોમાં થીઓસોફીનાં સત્યો લગાડીએ

ત્યારે થીઓસોફીસ્ટની રાજ્ય ભાવના કેવી જુદીજ જણાશે ?

સાચા રાજ્ય સંબંધી બે મૂળ સિદ્ધાંતો છે; પ્રથમ એ કે રાજ્ય આત્માઓનું એક ખાસ મંડળ છે અને બીજો એ કે રાજ્ય ઇશ્વરના દૈવી જીવનનું એક સ્વરૂપ છે. આ બે સત્યોની દૃષ્ટિએ રાજ્ય કેવું જણાય તે આપણે તપાસીએ.

**રાજ્ય આત્માઓનું એક ભ્રાતૃમંડળ છે.** જે વ્યક્તિઓ મળી રાજ્ય બંધાય છે તેઓ આત્માઓ—સ્થૂળ દેહમાં વસતા અમર જીવાત્માઓ છે. સંપૂર્ણતાના આદર્શમાં વિકસવા તેઓ રાજ્યના સભ્ય બન્યા છે, જીવાત્મા તરીકે અને ઇશ્વરી કુદરતમાં ભાગ લેનાર તરીકે રાજ્યમાં દરેક જણ બંધુઓ છે, તવંગર કે ગરીબ હોય, સુજ્ઞ કે અભણ હોય, કાયદાનો ભંગ કરનાર કે તેને માન આપનાર હોય છતાં પણ તેઓ બધા બંધુઓ છે અને કોઇ પણ જીવાત્માનું એવું એક પણ કાર્ય નથી જે કુદરતના આ સિદ્ધાંતને ફેરવી શકવા સમર્થ હોય. કેળવાયેલ અને ગર્વિષ્ટ પુરૂષો અજ્ઞાની અને હલકા સાથે સ્વભાવનું સરખાપણું જોવા કદાચ ના પાડે; દુર્બળ અને ગુન્હા તરફ વળેલ જીવો દૈવી કરતાં પાશવ ગુણો વધારે પ્રદર્શિત કરે, છતાં ઉંચા અને નીચા દરેકમાં ઇશ્વરી જીવનનો સ્વભાવ રહેલો છે, અને તેની તથા બીજાઓ વચ્ચેની બંધુત્વની ગાંઠ કોઇ પણ મનુષ્યના કોઇપણ કાર્યથી ઢીલી પડનાર નથી.

પણ જીવાત્માનું આ ભ્રાતૃમંડળ કુટુંબના ભ્રાતૃમંડળ જેવુંજ છે. ભાઇઓ જો કે એકજ માબાપના બાળક છે

છતાં સઘળા ભાઇઓ કાંઇ એકજ ઉમ્મરના હોતા નથી. તેજ પ્રમાણે જીવાત્માઓનું સમજવું. ત્યાં ન્હાના તેમજ મોટા જીવાત્માઓ હોય છે; આધ્યાત્મિક ઉમ્મર અને શકિતના આ તફાવતવડેજ સાચા રાજ્યનાં કાર્યો સંભવી શકે છે. પરોપકાર અને સરકારના આદર્શોનો જવાબ વાળવામાં આત્માની ઉમ્મર જણાઇ આવે છે; બીજાના સુખની વૃદ્ધિમાં મદદ કરવા આગળ આવે તેજ વડીલ આત્મા છે પણ જે આત્મા પ્રથમ પોતાના લાભનો વિચાર કરે અને બીજાઓ માટે આત્મભોગ આપતી વેળા પોતાની જરૂરીઆતોને પ્રથમ સ્થાન આપે તે લઘુ આત્મા છે. રાજ્યના જીવનમાં પદવી અને દોલતના જે વિભાગો આજ જોવામાં આવે છે તે વિચારણા વડીલ અને લઘુ આત્માને જુદા પાડવામાં સાચી નથી. એક મનુષ્ય ઉંચ વર્ગ કે ઉંચ જ્ઞાતિમાં જન્મેલો હોવા છતાં તેનો આત્મા ઘણો ન્હાનો હોઇ શકે જ્યારે બીજો એક જેનો જન્મ દુનિયાની દૃષ્ટિએ તુચ્છ છે, તે આત્મા તરીકે ઘણોજ વૃદ્ધિગત થએલો હોઇ શકે.

દરેક રાજ્યમાં મોટા તેમજ નાના આત્માઓ હોવાથી ભ્રાતૃભાવનો નિયમ આપણને શીખવે છે કે નાના આત્માઓ મોટાઓ પ્રત્યે જે આત્મભોગ આપે તેના કરતાં મોટાઓએ નાનાઓ વાસ્તે વધારે જાતીય ભોગ આપનાર થવું જોઇએ. લાંબા કાળથી જીવને નાનાઓ કરતાં મોટાઓને વિશેષ આપ્યું છે તેથી મોટાઓ પાસેથી જવાબદારી અને આત્મભોગ ઉભયની અધિક આવશ્યકતા રહેલી છે.

વ્યવહારની કુદરતી ગતિ પ્રમાણે રાજ્ય કારભાર મોટા આત્માઓનાજ શિરે પડયા વિના રહેશે નહિ. રાજ્ય સત્તાને ચલાવનાર રાજા, અલ્પજન ( oligarchy ) કે પ્રજાજન હોય તે વિશેષ અગત્યનો પ્રશ્ન નથી, કારણ કે રાજ્ય જ્યારે પોતાનું સાચું કાર્ય હાથમાં લે છે, ત્યારે રાજ્ય કારભાર અમીરો, ઉત્તમ આત્માઓ, એટલે કે વડીલ અને વધારે શક્તિવાળાના હાથમાં આવે છે. આ ઉત્તમ આત્માઓ પોતાને પ્રજાસત્તાક કે પ્રજાવાદી કહેવરાવે અને પ્રજાજન પાસેથી તેમની સત્તા પોતાના વિશ્વાસ પર રાખે, પણ લઘુ આત્માઓએ રાજ્યનું વહાણ વડીલ આત્માઓના હાથમાં સોંપ્યું છે એ સિદ્ધાંતને લેશ પણ આંચ આવતી નથી. દૈવી ધારાશાસ્ત્રી સમ દરેક વ્યક્તિ જ્યાં સુધી પોતે કાનુન રૂપ બને એવું દૂરનું ભાવિ પ્રગટે નહિ, ત્યાં સુધી તો રાજ્ય કારભાર મુઠ્ઠીભર રાજ્ય કર્ત્તા કે રાજ્ય વહીવટ કરનારાઓના હાથમાંજ રહેવો જોઇએ.

તેમના કારોબારને ઘેરે એવો મહાન સિદ્ધાંત એ છે કે રાજ્યના દરેક કાર્યોમાં ભ્રાતૃભાવના નિયમનું સામ્રાજ્ય સ્થાપવું આથી એટલું સ્પષ્ટ સમજાશે કે એક પણ નાગરિકનું અટકાવી શકાય એવું દુઃખ અજ્ઞાન કે પછાત સ્થિતિ સમસ્ત શહેરીઓના સુખમાં સદા સમાન છે; અને વળી દરેકનું ભાગ્ય અન્યના ભાગ્યથી અભિન્ન હોવાથી એકની ચઢતી સાથે બધાની ચઢતી અને એકની પડતી સાથે બધાની પડતી છે એમ કબુલવું પડશે; વિશેષમાં એટલું

પણ કબુલવું પડશે કે વ્યક્તિ યા જ્ઞાનોમાં અરસ્પરસ સંહાર કરવાના રીતિ પણ હોવી જોઇતી નથી. વળી મનુષ્ય માત્ર આત્મા છે, થોડામાં થોડો ઉન્નત થયેલ પણ ભવિષ્યનો દેવ છે તેથી રાજ્યવ્યવસ્થા કરનારાઓની ફરજ છે કે સઘળા કાયદાઓ અને સંસ્થાઓમાં તેણે મનુષ્યમાં રહેલ ગુપ્ત દૈવત્વને હમેશાં જાગૃત કરવું. આજનાં રાજ્યોમાં તો ખાસ કરીને મનુષ્યમાં રહેલા પશુસ્વભાવને દબાવવાનો પ્રયત્ન થાય છે પણ તેનામાં રહેલ ઈશ્વરને જાગ્રત કરવામાં આવે તો તે સદ્ગુણની સાથે સહાનુભૂતિથી વર્તી શકે એમ છે, એ તેઓ વિસરી જાય છે. મનુષ્યમાં રહેલ દૈવત્વને જ્યારે રાજ્યો માન્ય રાખતાં થશે ત્યારે ગુન્હેગાર પ્રત્યે આપણું વલણ અને તેમના પ્રત્યે આપણા વર્તનમાં મોટો ફેરફાર થયા વિના રહેશે નહિ. પ્રથમ તો એજ કે એ ગમે તેવું વર્તન કરે, છતાં પણ એ આપણા બંધુ છે, આપણે કે જેઓ વડીલ આત્માઓ છીએ અને રાજ્યના કાયદાનું સંપૂર્ણ અને ઇચ્છાપૂર્વક સન્માન કરીએ છીએ તેમનો એ એક ન્હાનો બંધુ છે અને જો એ હજાર વખત પડે છતાં હજાર વખત પડયા પછી પણ એ આપણો બંધુજ છે, તેથી કરી ગુન્હાનો પ્રશ્ન પ્રથમ ગુન્હાને ઉત્પન્ન કરનાર કારણોની સમજણ તરફ અને પછી કાયદાનો ભંગ કરનાર વ્યક્તિ ભવિષ્યમાં નિષ્ફળ ન નીવડે તેવા તેના ચારિત્ર્ય બંધારણ માટે લેવાવાં જોઈતાં યોગ્ય પગલાં તરફ વળે છે.

ગુન્હાનાં કારણોને સતેજ કરનાર સ્થૂળ અને માનસિક કારણો હોય છે. સ્થૂળ કારણોમાં આરોગ્યની ખામી એ મોટું કારણ છે. એ ખરાબ પોષણ તત્ર, રહેવાનાં ખરાબ સાધનો કે રોગને લઇને હોય પણ માણસની શારીરિક તંદુરસ્તીની ખામી જ્યાં ઉપલાં કારણોમાંના એકને લઇને થવા પામી હોય ત્યાં તો ગુન્હાની જવાબદારીનો કેટલોક ભાગ રાજ્યના વહીવટ કરનારાઓ તથા તેમને ચુંટી કાઢવામાં મત આપનારાઓના શિરે રહેલો છે. માનસિક કારણો સમાજ તેમજ વ્યક્તિનાં ઉત્પન્ન કરેલાં છે. ગત જન્મોથી આણેલ ચારિત્ર્યની નિર્બળતા માણસમાં રહેલી હોય છે અને આ નિર્બળતા અનુકૂળ સંજોગોથી ક્ષીણ કરવાને બદલે પ્રતકૂળ સંજોગોમાં પ્રૌઢ કરવામાં આવી હોય છે. પોતામાં રહેલ દુર્બળતાના પ્રમાણમાંજ તે પોતાના ગુન્હાને માટે જવાબદાર છે, પણ તે ગુન્હો કરવામાં જન્મથી આણેલ નિર્બળતાનીજ શક્તિ વપરાઇ ન પણ હોય; કેટલીક વેળા તો ગુન્હો કરવામાં જોઇતું બળ બીજાઓ તરફથી પુરૂં પડે છે. દ્રષ્ટાંત તરીકે એક દુર્બળ ઇચ્છાશક્તિવાળો અને અણુ વિકસેલ માણસ દારૂની નિશામાં ખૂન કરે અને સઘળાં અદ્રષ્ય કારણો તપાસવામાં તો બહારની દ્વેષ શક્તિએ તેના જુસ્સા અને ક્રોધમાં કેટલી પુષ્ટી કરી છે તે પણ આપણે તપાસવું જોઇએ. દેખીતી રીતે કાયદેસર વર્તનાર કોઈ શહેરીએ પોતાના વિરોધીનું દ્વેષથી ખૂન કરવા ઇચ્છાઓ

ઘડી હોય પણ તે ગુન્હાના પરિણામોના ભયને લઇ તેણે તે કાર્ય કર્યું નહિ; આ કાર્ય કરતાં તે અટકયો, પણ ખૂની વિચારોથી તે મુક્ત નહતો; તેના વિચારો વાતાવરણમાં ફેલાઇ દુર્બળ ઇચ્છાશક્તિવાળો દારૂડિયો જેની પોતાનીજ ઇચ્છાશક્તિ ખૂન કરાવવા તેને ઉશકેરી શકત નહિ તેની પાસે જાય છે અને તેના ક્રોધના આવેશ વખતે તેને વળગી પડી પોતાનું સઘળું બળ તેની દ્વારા કાઢે છે અને આવી રીતે તેની પાસે અવેજી ખૂન કરાવડાવે છે. દરેક ગુન્હેગારના ગુન્હાઓમાં આપણા સર્વનો હીસ્સો છે. બહારથી દેખાતા સજ્જન શહેરીના દ્વેષ અને ઇર્ષા ભરેલા વિચારો ગુન્હેગારની સહજ ખામીઓ જેટલાજ તે ગુન્હાના મદદગાર છે. થોડાઓએ કરેલા ગુન્હાઓનાં કારણ સઘળાઓએ ઉત્પન્ન કરેલાં હોય છે અને તેથી તે કાર્યને માટે માત્ર તે છેલ્લો ગુન્હેગારજ જવાબદાર નથી, પણ જે દરેક જણે તેને તે કાર્યમાં પુષ્ટિ કરી છે તે દરેક જણ જવાબદાર છે. હવે ગુન્હેગારની સુધારણાનો સવાલ ખડો થાય છે. મૂળમાંજ ગુન્હેગાર રોગી છે અને પ્રત્યેક જણે ઓછા વત્તા પ્રમાણમાં તેના રોગમાં વૃદ્ધિ કરી છે તેથી તેની સુધારણામાં શિક્ષા કરવાનો લેશ પણ વિચાર હોવો જોઇએ નહિ. ઉલટું પ્રાયશ્ચિતની ભાવના લક્ષ્યમાં લેવી જોઇએ. નબળા મનવાળાં સ્ત્રી પુરૂષના દુરાચારના બીજને પુષ્ટી કરે એવાં દરેક તત્ત્વ દૂર કર્યાં છે કે નહિ એ તપાસવું એ દરેક નાગરિકના રક્ષક તરીકે

રાજ્યની ફરજ હતી. સ્ત્રી યા પુરૂષ ગુન્હો કરે તો ઈશ્વરી કાનુને રાજ્યના હાથમાં મુકેલ વિશ્વાસનો રાજ્યે ઘાત કર્યો છે એ સાબીત થાય છે. શિક્ષા યા કેદ કરી દૂષથી નહિ પણ બંધુત્વથી આપણે ગુન્હેગારના રોગ સુધારવા જોઇએ, ક્ષય રોગીને આપણે શિક્ષા કરતા નથી પણ સારામાં સારી સારવારથી તેનો રોગ મટાડવા પ્રયત્ન કરીએ છીએ અને તેની જીંદગી બચાવવા રાજ્યનાં દરેક સાધનનો તેને ઉપયોગ કરવા દઇએ છીએ. ગુન્હેગાર બંધુ પ્રત્યે પણ આપણું વર્તન એવા જ પ્રકારનું હોવું જોઇએ.

રાજ્યના દરેક શહેરી સાથે જો આપણે આપણું બંધુત્વ સમજી શકીએ તો ગુન્હાને સુધારવાની ડઝન બંધી રીતિઓ શોધવા આપણે સમર્થ છીએ. મનુષ્યજાતિ માટે જાગૃત થતી આપણી ભાવનાઓએ જેલની શિક્ષાને બદલે પ્રથમવારજ ગુન્હેગાર માટે ઘણા દેશમાં શરૂ કરેલી 'પ્રોબેશન' ની પદ્ધતિ શોધી કહાડી છે તે ઉપરાંત "જુવેનાઇલ કોર્ટસ, જુનીયર કોમન વેલ્થ" અને "રેફરમેટરીઓ" પણ શોધી કહાડી છે. યુવક ગુન્હેગારો માટે આ સર્વ સંસ્થાઓએ પોતાની લાયકાત સિદ્ધ કરી છે. ગુન્હેગાર ખરેખર **મનુષ્યજ** છે એવું વર્તન તેમના પ્રત્યે આપણે શરૂ કરવા માંડયું છે; આપણે જો થોડોજ વધારે વિકાસ કરીશું તો આપણે તેને આપણા બંધુ તરીકે લેખતાં શીખીશું અને આપણા જાતિ બંધુ-

ઓનાં જીવન સુધારવા આપણે આજ જે યત્નો આદરી રહ્યા છીએ તેના જે સિદ્ધાંતો હજુ આપણે સમજી શકતા નથી તેનું સ્પષ્ટીકરણ કરનાર જ્ઞાનનું મોજું પૂર્ણ ત્યારે જ આપણને મદદ કરશે.

રાજ્યના વંદનીય વિચારો પ્રજાની માલ મીલકત પર હક્ક આપતા નથી પણ ભ્રાતૃભાવ જાળવી રાખવાનો હક્ક આપે છે; મનુષ્યનો પશુ સ્વભાવ પ્રથમથી જ માની લઈ તેમને પશુઓ જેવાં ગણવાનાં નથી પણ જેમનો દૈવી સ્વભાવ હમેશાં પ્રમાણિકતા, સદ્‌ગુણ અને બંધુત્વના આદર્શોનો પ્રત્યુત્તર વાળવામાં પ્રદર્શિત થતો હોય એવાં તેઓ સઘળાં પ્રભુનાં બાળકો છે; રાજ્ય સાથે સહાનુંભૂતિ દર્શાવવા અનાદર કરનાર રાજ્યોનો તેથી ઓછો શહેરી કે ઓછો બંધુ લેખાવો જોઇતો નથી પણ તેની ખામીને લીધે તેને વધારે ચાહવો તથા વધારે પોષવો જોઇએ છે, એમ પ્રદર્શિત કરે એવા આપણા કાયદાઓ ઘડવા જોઇએ. જો રાજ્યની આ ભાવના દરેક બાળકને શીખવવામાં આવે અને દરેક સ્ત્રી પુરૂષ તેને માન આપે તો ખરેખર ભવિષ્યની પ્રજામાં ગુન્હાઓ ઓછા થઈ જાય અને સ્પર્ધાની વિષમતાને બદલે સહકારનો આનંદ પ્રસરી રહે અને પ્રથમવારજ પૃથ્વીપર એક સાચા રાજ્યનું અવતરણ થાય. એક દિવસ તો પૃથ્વીપર આવાં સાચાં રાજ્યો દરેક સ્થળે સ્થપાશે, કારણ કે મનુષ્યો રાજ્યને આત્માઓનું ભ્રાતૃમંડળ લેખતાં શીખે એવી ઈશ્વરી યોજના જ છે.

રાજ્ય ઇશ્વરના દૈવી જીવનનું સ્વરૂપ છે. જીવનની વિકાસશ્રેણીના દરેક પગથીએ પ્રભુનો સર્વવ્યાપી સ્વભાવ પત્થર અને વનસ્પતી, પશુ અને મનુષ્યમાં દ્રષ્યમાન થાય છે. દરેક પગથીએ આકારોની રચનાની વિશેષ વિવિધતા દ્વારા ઇશ્વરી જીવન વિશેષ અને વિશેષ પ્રદર્શિત થતું જાય છે અને ઘણા ભાગો એકત્ર કરી તેનું સમસ્ત સ્વરૂપ પ્રકૃતિના ખંડમાં આણે છે તથા પોતાના જુદા જુદા વિભાગોના ભિન્ન જીવન કરતાં વિશેષ ઉન્નત જીવનનું નવું સ્વરૂપ ચેતનના ખંડમાં ખડું કરે છે. આજ પ્રમાણે માણસોમાં તથા તેમની દ્વારા ઇશ્વરી જીવન માટે નવાં શરીરો ઘડાય છે. એક પગથીએ મનુષ્ય એજ વિભુ છે, ત્યાર પછીના પગથીએ કુટુંબ એજ પ્રભુ છે અને કુટુંબમાં તેના દરેક સભ્ય માટે વિશેષ શકયતાઓ નિહાળીએ છીએ અને આ શકયતાઓ સમજ્યાથી કુટુંબ ખાતર ભોગ અને આદર્શવાદનો નવો પડઘો સુણીએ છીએ. પછી, કુટુંબના એક સભ્ય તરીકે મનુષ્યને જણાય છે કે કોટલામાં રહેલ ગર્ભ જેમ પૌષ્ટિક પદાર્થથી ઘેરાયલો છે તેમ તેનું દૈવી જીવન પણ કાંઇક વિશેષ મહાન અને ગુઢ સૌંદર્યમય પ્રકાશથી ઘેરાયલું છે.

નાગરિકો આ સર્વવ્યાપક ચૈતન્ય, જે રાજ્યનું સત્વ છે, તેને કળી શકશે ત્યારેજ તેઓ રાજ્યને માટે પોતાનાં શહેરો, પોતાનાં ઘરો અને પોતાનામાંથી પૂર્ણ શરીરો આનંદપૂર્વક ઉત્પન્ન કરી શકશે. કદ્રુપતા નાશ

પામી તેની જગ્યાએ સૌંદર્યમય ઘરો તથા ભવ્ય શહેરો બંધાશે; દુઃખ અને રોગનાં સ્વપ્નાં પણ અમંગળમય લેખાશે અને દારીદ્ર, કટુતા તથા કલહથી રાજ્યનું શાંત અને આનંદમય જીવન કદી પણ કલુષિત થશે નહિ: ત્યારે જ દરેક નાગરિકની મુખાકૃતિપર રાજ્યના વૈભવની કાંઈક ઝાંખી થશે. રાજ્યને ખાતર મહેનત કરનાર કારીગરને પોતાની મહેનતનો બદલો પોતાને જ મળ્યાનો આનંદ થશે. કળાશાસ્ત્રી અને સ્વપ્નવાદી પોતે અત્યાર સુધી શોધી જાહેર કર્યું હોય તેનાથી નૂતન જ સૌંદર્ય જાહેર કરશે. કારણ કે જેમ મનુષ્યો ઈશ્વરને શોધી રહ્યા છે તેમ ઈશ્વર પણ મનુષ્યને શોધે છે. કાળની મંદગતિ દ્વારા મનુષ્ય જેમ જંગલી અવસ્થામાંથી સૂગ અને નિગ્રંગી તથા સ્વાર્થમાંથી કુટુંબનો અને પછી રાજ્યનો એક વિભાગ થઈ રહે છે તેજ પ્રમાણે ઈશ્વર પણ મનુષ્ય હૃદય તેની આશાઓ અને અમરત્વનાં તેનાં સ્વપ્નાંઓના સ્વરૂપમાં તેને દર્શન દે છે કારણ કે સાચું રાજ્ય એ પ્રભુનું વિવરણ છે અને એ વિવરણ થવું હજુ બાકી છે; તેથી જ મનુષ્યો પોતાના સંજોગો સારામાંથી ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટમાંથી સર્વોત્કૃષ્ટ કરવા મથે છે. જંગલીપણામાંથી, સ્વાર્થી લોભમાંથી અને બંધુઓના વિગ્રહમાંથી જગતનાં રાજ્ય યુગે યુગે ફેરફાર પામે છે અને મનુષ્ય પશુમાંથી દૈવત્વ સુધી વિકસે છે. તેઓ આમ વૃદ્ધીંગત્ થાય છે, કારણ કે રાજ્ય રૂપે પ્રગટ થયેલ પ્રભુ તેમને પોતાને ત્યાં વસવા

આમંત્રે છે. રાજ્ય રૂપે પ્રગટ થયેલ પ્રભુનું આ જ્ઞાન ભવિષ્ય સમજવા આતુર હોય એવાઓને થીઓસોફી જાહેર કરે છે.

મનુષ્યો ખરૂં રાજ્ય શાથી બંધાય છે એ સમજતા થશે ત્યારે વિશ્વ-રાજ્ય તરીકે પ્રજાનું હજુયે સ્પષ્ટ પ્રકટીકરણ થશે. મનુષ્યોએ અગાઉ ન કલ્પ્યો હોય એવો મોટો હેતુ દુનિયાનાં સઘળાં રાજ્યો દ્વારા જાહેર થશે; નવીન સુંદર પ્રામીઓમાં દરેક રાજ્ય દૃઢ થશે; કારણ કે અંતે પૂર્ણ થયેલ ઈશ્વરી યોજના સઘળાં રાજ્યોપર પથરાઇ રહી છે. કયું સૈન્ય વધારે સારૂં છે એમ કોઇ પૂછશે નહિ કારણકે જ્યાં જ્યાં પ્રભુનો હસ્ત ફરી વળ્યો છે ત્યાં સ્થળે સ્થળે પૂર્ણતાજ વ્યાપી રહી છે. સૂર્યાસ્તની ઇશ્વરી અદ્દભૂત કળા જોયા પછી ભૂરા કે સુવર્ણ રંગ કરતાં ગુલાબી રંગ વધારે રમ્ય છે અથવા સૂર્યાસ્ત એકજ રંગનો હોય તો વધારે સારૂં એમ કોઈ પણ માણસ પૂછશે ખરો ? જ્યારે ઇશ્વરી જ્ઞાન પ્રૌઢતા અને મિષ્ટતાથી વસ્તુમાત્રની વ્યવસ્થા કરશે ત્યારે જગત્ એક દિવસ એવું બનવા પામશે. મનુષ્ય જાતિ માટે નિર્માણ થયેલ આ દિવસ તરફ જગત્‌ના સર્વ રાજ્યોનાં પગલાં વળે છે અને ઇશ્વરી યોજના જ એવી છે તેથી આખરે તેઓ પોતાના લક્ષ્યબિંદુએ પહોંચશે.

થીઓસોફીના જ્ઞાનવડે ઇશ્વર અને મનુષ્યની દુનિયાને

આ પ્રમાણે પ્રકાશિત થયેલ જોનાર દરેકને યોજનામાં ડહાપણ, પ્રયત્નમાં શ્રદ્ધા, અને જીવનની દરેક વસ્તુ પ્રત્યે રાત દિવસ આનંદમય દ્રષ્ટિની ભેટ છે.



# મુખ્ય ભુલોનું શુદ્ધિપત્રક.

| પાન. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૨૧ | તેથી તેઓ એક | તેથી તેવો એક |
| ૭ | ૧૦ | માબાપો તો | માબાપો જો |
| ૮ | ૩ | નીપજતા | નીપજતી |
| ૯ | ૧૬ | શિક્ષણુ | શિક્ષા |
| ૯ | ૧૬ | બાળ દબાણુ | બાહ્ય દબાણુ |
| ૧૦ | ૪ | પાડે ૭ | પાડે છે |
| ૧૦ | ૬ | હોવો જોઇએ | હોવો જોઇતો |
| ૧૦ | ૭ | લાગણી સ્વભાવ. | લાગણી–સ્વભાવ |
| ૧૦ | ૧૦ | પદ્ધાત | પદ્ધતિ |
| ૧૦ | ૧૧ | કેટલા | કેટલો |
| ૧૨ | ૪ | કરતો હોય તેમ | કરતો હોય તે |
| ૧૨ | ૧૨ | અને પ્રભુત્તાની | અને તે પ્રભુત્તાની |
| ૧૨ | ૧૨ | આવતો જાય છે | આવે છે |
| ૧૩ | ૧૬ | સમજી | સમજે |
| ૧૫ | ૮ | ખાતર તે હોવું જોઇએ. | ખાતર હોવું જોઇએ. |
| ૧૬ | ૧૮ | સાચા હોય | સાચા ન હોય |
| ૧૮ | ૧૧ | વચ્ચે આપણે વિભાગો | વચ્ચે વિભાગો |

| પાન. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮ | ૧૪ | જીવ ગાળ્યું | જીવન ગાળ્યું |
| ૧૮ | ૧૬ | જીહનની | જીવનની |
| ૨૦ | ૬ | મગજ શક્તિને | મગજશક્તિને |
| | | લાગણીઓ વડે, | લાગણીઓ વડે |
| ૨૨ | ૧૫ | | |
| ૨૮ | ૪ | સમીમજ | સમીપજ |
| ૩૦ | ૧૮ | એવા ભાવ કરતા | એવા ભાવિ કરતાંજ |
| ૩૦ | છેલ્લી | પ્રકાશે છે | પ્રકાશે |
| ૩૧ | ૯ | શાખવવો જોઇતો | શીખવવું જોઈતું |
| ૩૧ | ૧૦ | જીવન ઉમદા | જીવનનું ઉમદા |
| ૩૪ | ૧૨ | પગારવડેની | પગાર વડે |
| ૩૫ | છેલ્લી | મનુષ્યો દ્વારા પણ | મનુષ્યો દ્વારા |
| ૩૬ | ૩ | અને શાખાઓમાં | અને અનેક શાખાઓમાં |
| ૩૯ | ૨૦ | સવ | સર્વ |
| ૪૦ | ૧૦ | Standerdie | Standerdize |
| ૪૫ | ૭ | અજના | આજના |
| ૪૭ | ૬ | અતિપ્રિય | સત્યપ્રિય |
| ૪૮ | ૨૨ | નિર્બળ નિયમ | નિયમ પરથી |
| ૪૯ | ૧૯ | કુકડામાં | ટુકડામાં |
| ૫૦ | ૨ | સીમમાં | સીમામાં |

| પાન. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૧ | ૨ | શક્તિગે | શક્તિ |
| ૫૧ | ૪ | વિજ્ઞાનશાસ્ત્ર | વિજ્ઞાનશાસ્ત્રી |
| ૫૧ | ૧૪ | જાતે હવે | જાતે |
| ૫૧ | ૧૮ | રીત સીધી | સીધી રીત |
| ૫૩ | ૨ | સૌંદર્યમાં દિસે છે | સૌંદર્યમાં વિકસે છે |
| ૫૩ | ૨૦ | સત્વના | સત્યના |
| ૫૪ | ૮ | પ્રેમમાં | પ્રેરણા |
| ૫૪ | ૮ | અંગત ભાવનાથી | અંગત ભાવના રહિત થઈ |
| ૫૪ | ૯ | વિનાની | વારિ |
| ૫૪ | ૧૦ | કદાય | કદાચ |
| ૫૪ | ૧૧ | પણ | તો પણ |
| ૬૧ | ૮ | શરીરને | શરીર |
| ૬૨ | ૨ | હોય | ન હોય |
| ૬૨ | ૩ | મળાને | કળાને |
| ૬૩ | ૧૩ | નૃય | નૃત્ય |
| ૬૩ | ૧૩ | સપ્રમાણ | સપ્રમાણનો |
| ૬૫ | ૨૧ | દરે છે | કરે છે |
| ૬૬ | ૭ | જીવાત્માએ | જીવાત્માઓ |
| ૭૦ | ૩ | વણ | વલણ |
| ૭૧ | ૩ | ખાસ મંડળ | ભાતૃ મંડળ |
| ૭૩ | ૧૬ | ઘેરે | દોરે |

| પાન. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭૪ | ૧૪ | આપણા | આપણે |
| ૭૫ | ૧૨ | પ્રતકૂળ | પ્રતિકૂળ |
| ૭૮ | ૫ | સરકાર | સત્કાર |

પુસ્તક વાંચના પહેલાં આ પ્રમાણે ભુલો સુધારી લેવા વિનતિ છે.



તૈયાર છે.                    તૈયાર છે.

સી. જીનરાજદાસ કૃત પુસ્તકોના અનુવાદ:-

ગુરૂદેવનું કાર્યઃ                    ૦-૨-૦

નવયુગની તૈયારી કરનાર સ્ત્રી પુરૂષોને ખાસ ઉપયોગી.

જ્ઞાનગંગાઃ                    ૦-૮-૦

સાહિત્ય અને કલા, ધર્મ અને ફીલસફીભર્યું એક સુંદર પુસ્તક.

વ્યવહારિક થીઓસોફી:                    ૦-૧૦-૦

ગૃહ, નિશાળ, ધંધા, વિજ્ઞાન તથા રાજ્ય જેવી જીવનની વિવિધ શાખાઓને આત્મજ્ઞાન વડે કેમ દીપાવી શકાય તે દર્શાવનારૂં એક દળદાર પુસ્તક

આજ લેખના બીજા અનુવાદો:-થોડા વખતમાં બહાર પડશે.

આધ્યાત્મિક લેખસંગ્રહ:

જેમાં ડૉ. બીસેંટ, બીશપ લેડબીટર, સી. જીનરાજદાસ જેવા સમર્થ વિદ્વાનોની પ્રસાદી પીરસવામાં આવશે.

પુનર્જન્મપર પ્રકાશ:

પુનર્જન્મ અને વિકાસક્રમની ભવ્ય યોજનાપર પૂરતું અજવાળું નાખે છે.

દીક્ષા અને જીવનમુક્તિનો માર્ગ:—

જીવનનો ઉત્કર્ષ કરનારૂં અને ખાસ કરીને સેવાધર્મ સતેજ કરનારૂં ડૉ. બીસેંટનું અમુલ્ય પુસ્તક

ગ્રીમર કૃત "ઓન ધી થ્રેશોલ્ડ"

મગાવાનું ઠેકાણું.

બ્લેવેટસ્કીલોજ, થીઓસોફીક સોસાયટી

એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

